જીંદગીના કામકાજમાં . . . .

. . . . . જલવંત પ્રગતિ

| | ૧૯૩૪ | ૧૯૩૮ | ૧૯૪૨ |
|---|---|---|---|
| મુડી | ૯૯,૯૨૫ | ૧,૩૭,૪૨૫ | ૧૪,૦૦,૦૦૦ |
| કામકાજ | ૧૫,૩૮,૫૦૦ | ૪૧,૫૪,૭૫૦ | ૬૦,૪૦,૫૫૫ |
| આવક | ૫૫,૫૩૭ | ૪,૪૬,૬૧૫ | ૧૦,૭૭,૮૭૭ |
| અસકયામત | ૧,૦૮,૦૭૫ | ૪,૬૬,૩૬૦ | ૨૬,૧૧,૭૦૧ |



# નવરાત્ર નિર્ઝરિણી

નવરાત્રીમાં ગવાતા ગરબા-પદો, છંદો વિ. નો પ્રત્યેક
નવરાત્ર મહોત્સવ મંડળીને ઉપયોગી તથા શ્રી અગસ્ત્યપુર
નવરાત્ર મહોત્સવ મંડળી અને શ્રી સત્તાવીસ
સાબરકાંઠા નવદુર્ગા મંડળ મુંબઇ
=માટે ખાસ સંગ્રહ=


પ્રકાશકો :



મૂળશંકર હિંમતરામ ભટ્ટ
પરિમલ નાથાલાલ ભટ્ટ



આવૃત્તિ ૨ જી — પ્રત ૧૦૦૦





સંવત્ ૧૯૯૯ આસો — સને ૧૯૪૩ અકટોબર

મૂલ્ય રૂા. ૧-૮-૦

## - શિખરિણી -

રચ્યું છે જેણે આ અકલ દૃશ્યાદૃશ્ય સઘળે,
ખરે છે ત્હેને તો જગ-જીવનની ચિન્ત હૃદયે;
દીધા નેહે જેણે નવલ નવલા દન્ત ધવલા,
ન શું એ દેવાની, ફલ મધુરવાં આજ રમલા ?

**यस्माज्जातं जगत्सर्वं, यस्मिन्नेव विलीयते ।**
**येनेदं धार्यते सर्वं, तस्मै विश्वात्मने नमः ॥ १ ॥**

થયું જેમાંથી આ સર્વ, અને જેમાં વિલીન થાતું,
ધરાયું વિશ્વ આ જેથી, પ્રથમ ત્હેને હું પ્રણમું છું. ૧

(સ્વ. નાથાલાલ રે. ભટ્ટ)



સ્વ. ગિરિજાશંકર રેવાશંકર ભટ્ટ

જન્મ: સં. ૧૯૬૩ ચૈત્ર શુદિ ૯ સોમ.

સ્વર્ગવાસ: સં. ૧૯૯૯ અશાડ શુદિ ૩ સોમવાર.

ગ્રાનીક પ્રી વર્ક્સ, અમદાવાદ.



# • समर्पणम् •

સદા ધૈર્યે સ્થૈર્યે, અગમપથ કાપ્યા જીવનના,
મહાકાર્યોની એ, સુગમતર કીધી પરિક્રમા;
સુકૃત્યો સેવાના, નિતચિતવતા ગુહ્ય મંત્રો,
અને આદિ યત્ને, અજબ જગવી જાગૃતિ ઋચા.

નિગૂઢાં તત્વોને, સકળ ગુણમાંહી પીછાણ્યાં,
અને આત્મજ્ઞાને, સુફલિત સહગાંગે રચાયાં;
ઝગી ઉઠે એ, પ્રતિજન ઉરમાં સ્મૃતિ સમી,
અનેરી આશાઓ, અવિરત શ્રમે મંડિત બની.

રચ્યું સ્મૃતિ રેખા, નહિ, નહિ, બને કાષ્ટ કલમે,
સ્વયં એ ઉભી, અવિચળ પદે સૌરભમયી;
તમારી સીંચેલી, નિશદિન નિચવી શક્તિ ભક્તિ,
સ્વીકારો આજે એ, લઘુ શિખ સમી કાવ્ય ઝરણી.



સંગ્રાહકો :

નારાયણ દ. જપી

નાનાલાલ ગ. જપી

પુસ્તક મળવાનું ઠેકાણું :—

શ્રી લક્ષ્મી વિજય પ્રિન્ટીંગ પ્રેસ

ભગવાનદાસ માધોરામ બોર્ડીંગ,

૧૯૫, કાલબાદેવી રોડ, મુંબઈ, નં. ૨.

આ પુસ્તક ૧૯૫, કાલબાદેવી રોડ પર આવેલ પોતાના શ્રી લક્ષ્મી વિજય પ્રિન્ટીંગ પ્રેસમાં નારાયણદાસ દલસુખરામ જપીએ ભટ્ટ મૂળશંકર હિંમતરામ માટે છાપ્યું મુંબઇ નં. ૨.

# પ્રસ્તાવના.

## ( આવૃત્તિ પહેલી )

આ નાનકડું ગુથણું ગુર્જર સાહિત્યને ચરણે ધરતાં મ્હને અતિ આનંદ થાય છે, કારણ કે બીજા મોટા આવા સંગ્રહો તો ઘણા છે. છતાં ચાલુ ગરબાઓનો આ ચુનંદો અને એક આદર્શ નવરાત્ર મહોત્સવ મંડળીને રૂચે અને શોભાવે એવો લઘુ સંગ્રહ અતિ પ્રિય થઈ પડશે, એમ મ્હને પૂર્ણ ખાત્રી છે; અને જ્યારે આપણા શિષ્ટ સાહિત્યમાં આપણું પ્રાચીન લોક-સાહિત્ય પોતાને યોગ્ય એવું સ્થાન નક્કી કરી શક્યું નથી તેવા વખતે તો વળી ખાસ વધારે ઉપયોગી થઇ પડશે એમ લાગે છે.

લોક-સાહિત્ય લખનારાઓ ખાસ કરીને મહાન્ લેખકો તેમજ કવિઓ નથી હોતા. સામાન્યમાં સામાન્ય પ્રજાજનને પણ કુદરતી દૃશ્ય, સંસારલીલા, અને તન્મયી ભક્તિ ગાતો કરી મુકે છે, અને તે વખતે તે જે ગાય છે તે આપણું લોકસાહિત્ય અથવા લોકગીત. માત્ર પિંગળની અને ઉચ્ચ ભાષાની દૃષ્ટિએ જોનારા તેને અશિષ્ટ ગણે છે. અને ત્હેના સુંદર ભાવોની ચેષ્ટા કરે છે, પણ તેઓને બહુ ઓછી ખબર હોય છે કે એ લોકસાહિત્યની પાછળ કેટલો ઇતિહાસ, કેટલી ભક્તિ, કેવો પ્રેમ, કેવી શ્રદ્ધા છુપાઇ રહ્યાં છે.

આ સંગ્રહમાંનાં પદો મ્હોટે ભાગે લોકગીત જેવાં છે, અને ભક્તોના હૃદયની સાચી પ્રતિપ્રકૃતિઓ છે. અલબત, તેમાં કદિ કદિ તન્મયતાના આવેશમાં આલેખાયેલાં અતિશયોક્તિપૂર્ણ વચનો છે, કદિ કદિ શક્તિ સિવાય બીજા ઇષ્ટના પૂજકો પ્રતિ અસહિષ્ણુતાની ગંધ આવે છે, કેટલેક ઠેકાણે વાક્યોનો સંબંધ પૂરેપૂરો જળવાતો નથી, કોઇ ઠેકાણે શું કહેવાનું છે તે પણ પૂરૂં સમજાતું નથી; અને તેને લીધે અર્થ કંઇક અસ્ફુટ રહે

છે, શબ્દોના ભાવ પૂરેપૂરા જળવાતા નથી. વિ૦ ત્રુટિઓ છે. પણ તેથી કરી તે પદોની કિંમત ઓછી છે. એવું સિદ્ધ થતું નથી. આ ત્રુટિઓ તેના મૂળ લેખકોની નથી. પરન્તુ એક કંઠથી બીજે કંઠે ચ્હડતાં થયેલ વિકૃતિઓ માત્ર છે. આતી ત્રુટિઓ કેટલેક અંશે દૂર કરવાનો કેટલેક ઠેકાણે પ્રયાસ કર્યો છે. અને કેટલેક ઠેકાણે તો અર્થાનર્થના અને રસ ઉડી જવાના ભયથી મૂળજ કાયમ રાખવું પડયું છે.

હવે આવા સમગ્ર પ્રજાનાં ભાવનામય અને તેના રોજના જીવનક્રમમાં ઉતરેલાં પણ, જુદે જુદે ઠેકાણે વેરાયલાં, છિન્ન ભિન્ન થઇ ગયેલાં, ફકત લોકોની જીભને ટેરવેજ રમતાં, અને પૂર્વે જેની કોઇ છાપેલી આવૃત્તિ બહાર ન પડી હોય તેવાં પદ–પુષ્પોને એકત્રિત કરી તેની એક સુંદર હારમાળા બનાવવી એ કામ કેટલું વિકટ અને મુશ્કેલ છે. તે અનુભવ વિના સહેલાઇથી સમજાય એવું નથી. આ સગ્રહ કરતાં પણ એવી અનેક મુશ્કેલીઓ નડી છે. પરંતુ તેમાંથી બહાર નીકળી આ સંગ્રહ પ્રસિધ્ધ થાય તેવી સ્થિતિમાં મુકાનાં સર્વશક્તિનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

આ ગરબા પદો વિ૦ માં સાહિત્ય અને જ્ઞાનની દ્રષ્ટિએ અતિ ઉત્કૃષ્ટ એવા કેટલાક અંશો અવશ્ય છે અને તેથી આ સંગ્રહ માત્ર દેવી ઉપાસકો માટેજ છે એમ નથી. પણ જુદા જુદા પંથાનુયાયીઓ માટે પણ ઉપયોગી છે. દેવ–દેવીઓનાં જુદા જુદા પંથો પ્રમાણે પૃથક્ નામો એ માત્ર એકજ અનંત અને ચૈતન્ય શકિતનાંજ જુદા જુદા રૂપે અને દ્રષ્ટિએ કરેલાં આ-લેખનો માત્ર છે. અંબા નામને ઠેકાણે દરેક જણ પોતાના ઇષ્ટનું નામ મુકી તે જરૂર ગાઇ શકે છે. અને હૃદયાનંદ મેળવી શકે છે, સમજવાનું એટલુંજ કે અંબા અને બીજા દેવ કોઇ જુદા નથી. જુદાઇ તો આપણામાં છે, આથી દ્વેષભાવ કે મન તાણી કલેશનું કારણ રાખવાનું રહેતું નથી.

આ સુયોગ્ય વખતે મૂર્તિપૂજા જેવો ખાસ ઉપયોગી વિષય તદ્દન અસ્પૃશ્ય રાખવો એ ઠીક નથી. આવે વખતે મહાત્મા ગાંધીજીના નીચેના

વિચારો ઉપયોગી થઇ પડશે તેથી મુકું છું "મૂર્તિને બુતના અર્થમાં લઇએ તો હું મૂર્તિભંજક છું. મૂર્તિને ધ્યાન કરવાના કે માન આપવાના કે સ્મરણ કરાવવાના સાધન અર્થે લઇએ તો હું મૂર્તિપૂજક છું. મૂર્તિ એટલે આકૃતિ માત્ર એટલોજ અર્થ નથી. જેઓ પુસ્તકની પણ આંધળી પૂજા કરે તે મૂર્તિ પૂજક એટલે બુતપરસ્ત છે. બુદ્ધિનો પ્રયોગ કર્યા વિના સારાસારનો વિવેક કર્યા વિના, અર્થ તપાસ્યા વિના વેદમાં કહેલું ગણાય તે બધું માનવું તે મૂર્તિ પૂજા છે, ત્યાજ્ય છે. એટલે બુત પરસ્તી છે, જે મૂર્તિને જોઇ તુલસીદાસ પુલકિત ગાત્ર થતા, ઇશ્વરમય-રામમય બનતા તે આકૃતિને પૂજવાથી શુદ્ધ મૂર્તિપૂજક હોઇ વંદનીય અને અનુકરણીય હતા.

"વહેમ માત્ર બુત પરસ્તી એટલે નિંદ્ય મૂર્તિ પૂજા છે. જેઓ ગમે તે રિવાજને ધર્મ માને છે તેઓ નિંદ્ય મૂર્તિપૂજક છે, એથી તેવી જગાએ હું મૂર્તિભંજક છું. મ્હને શાસ્ત્રમાં પ્રમાણ ટાંકીને કોઇથી અસત્યને સત્ય, ક્રુરતાને દયા, વૈરભાવને પ્રેમ નહી કરી બતાવી શકાય. તેથી તે રીતે હું મૂર્તિભંજક છું.

"મ્હને વેદાદિને વિષે સંપૂર્ણ અને સ્વભાવિક રીતે આદર છે. હું પાષાણમાં પણ પરમેશ્વર જોઇ શકું છું તેથી સાધુ પુરૂષોની પ્રતિમાઓ પ્રત્યે મ્હારૂં મસ્તક એની મેળે ઝુકે છે, તેથી હું મ્હને પોતાને પૂર્તિપૂજક માનું છું

"એટલે ગુણ દોષ બાહ્ય કાર્યમાં છે તેના કરતાં વિશેષ અંતરના ભાવમાં છે. કોઇ પણ કાર્યની પરીક્ષા ત્હેના કર્તાના ભાવથી થાય છે. તેજ માતાનો વિકારી સ્પર્શ પુત્રને નરકવાસ કરાવે છે. એજ માતાનો નિર્વિકારી સ્પર્શ પુત્રને સ્વર્ગ અપાવે છે. છરીનો દ્વેષભાવે મુકાએલો કાપ પ્રાણ હરે છે. તેજ છરીનો પ્રેમભાવે મુકાયેલો કાપ પ્રાણ દે છે, બીલાડીના તેજ દાંત ઉંદરના ઘાતક છે, બીલાડીના તેજ દાંત ત્હેના બચ્ચાંના રક્ષક છે.

"દોષ મૂર્તિની પૂજામાં નથી. દોષ અણુસમજ ભરી પૂજામાં છે" મૂર્તિપૂજા જે દ્રષ્ટિબિન્દુથી ત્હેને જોઇ છે તે દ્રષ્ટિએ અત્યંત જરૂરી છે તે દ્રષ્ટિથી પર થઇ તપાસીએ તો જરૂર જેવું રહેતું નથી. જેને શિખરે પહોંચવું છે ત્હેને ત્યાં પહોંચવાના રસ્તાની પ્રથમાંગે જરૂર રહેવાની શિખરે પહોંચ્યા પછી કદાચ તે રસ્તાની ત્હેને જરૂર ન રહે તે સમજી શકાય તેવું છે. પણ તળેટીમાં ઉભો રહેલો મનુષ્ય શિખરે પહોંચવા રસ્તાની જરૂરીઆત ન કલ્પે તે સમજી શકાય તેવું નથી, સિવાય ત્હેની પાસે બીજી કોઇ રીતે ઉડીને જવા જેટલી શકિત હોય. ઇશ્વર નિરાકાર સ્વયંભૂ, નિરંજન, નિર્વિકલ્પ, સત્ય, સનાતન, સર્વવ્યાપી, સર્વશકિતમાન છે પણ તે નિરાકારના તેવા સ્વરૂપનું ધ્યાન ધરવું એ સહેલી વાત નથી. અને દરેક માણસો નિરાકારનું ધ્યાન ધરી શકતા નથી મૂર્તિ ઇશ્વર તો નથીજ પણ ઇશ્વરના અંશ તરીકે આપણે સ્વીકારેલી–કલ્પેલી પ્રતિમા તો જરૂર છે. એક મિત્રનું ચિત્રપટ તે મિત્ર સ્વયં તો નથીજ પણ તે મિત્રની પ્રતિકૃતિ તો જરૂર છે, તે દ્વારા આપણે થોડું ઘણું પણ સાન્તવત શોધી શકીએ છીએ. મૂર્તિ એ ધ્યાનનું સાધન છે. જેને ધ્યાન સ્વયંસિદ્ધ થયું નથી પણ જે પ્રયોગ કરે છે ત્હેને મૂર્તિની–આકૃતિની જરૂર છે. પ્રથમ આંખ ખુલ્લી રાખી મૂર્તિમાં મન સ્થિર કરવાની શકિત ખીલવવી કે અમુક અમુક પ્રકારની સ્થિતિ, આયુધ વિ. અમુક અમુક ધારણ કરેલી વસ્તુ–મૂર્તિમાં મ્હારૂં ધ્યાન છે. જ્યારે આ પ્રયોગ બહુ વાર અજમાવાય છે ત્યારે તે સ્વયંસિદ્ધ થાય છે. તે જ્યારે પ્રેમપરાકાષ્ટાએ પહોંચે છે ત્યારે મન સ્થિર થતાં તુરતજ એ છબી પ્રતિમા હૃદયમાં સાકાર જણાવા માંડે છે. પછી બાહ્યની જરૂર નથી. પણ તેથી અંતરમાં જવા માટે બાહ્યની જરૂર નથી એ વાત ઉપલબ્ધ થતી નથી.

અજબ–અખંડ શ્રદ્ધા એજ સાક્ષાત્કાર છે. શ્રદ્ધા વગરની પૂજા એ માત્ર ટાયલાંજ સમજવાનાં છે. માટેજ શ્રદ્ધા કેળવવી જોઇએ.

એ રીતે મૂર્તિ–મંદિરો વિ૦ ની જરૂર–અનિવાર્ય જરૂર છે એમ સમજાય છે, કારણ સ્વાભાવિકજ મંદિરમાં દાખલ થતાં માણુસના મનમાં

વિચાર થાય છે-થવાજ જોઇએ કે 'આ દેવસ્થાન દિવ્ય પુરૂષનું વાસના રૂપે નિવાસસ્થાન છે.' ત્યાં ત્હેની દ્રષ્ટિ દિવ્ય ઉપરજ ઢળે છે, ત્હેનું મન ઘડીભર દુન્યવી પ્રપંચોથી મુક્તિ મેળવી આનંદ ભોગવે છે. સત્ય, તે ઉન્નતિ કરવા તરફ અચૂક પ્રેરાય છે, પોતાની ત્રુટિ કંઇક અંશે સ્હમજે છે ને તેને દૂર કરવાનાં કદાચ વ્રત પણ લઇ લે છે. આ એ સ્થળનો પ્રભાવ છે. હાલનાં દેવમંદિરો આવા ઉંચા આદર્શને પોષે એવાં છેજ એવો મ્હારો લેશ માત્ર આગ્રહ નથી. છતાં ત્હેનો આદર્શ આજ છે-હોવોજ જોઈએ એમ તો મ્હારૂં જરૂર માનવું છે.

બાકી અમુક કોટીના માણસોને એની જરૂર ન હોવાથી સામાન્ય જનસમાજને પણ એ એક બીનજરૂરી વસ્તુમાત્ર છે એમ કરવું ભૂલભરેલું છે. અલબત્ત, ત્હેમાં જે સડા-પોલ-પેસા ગયા છે, ત્હેને નાબુત કરવાંજ જોઇએ, પણ એ સડો કાઢવા જતાં-રોગને નસ્તર મૂકી કાઢવાને બદલે રોગીનેજ મારવો એમાં સામાન્ય જનસમાજનું અહિતજ મ્હને તો ઉઘાડું જણાય છે. ને એવા માણસોને દિવ્યજ્ઞાનની વાત અક્રમાનુસાર શિખવવા જતાં ત્હેને કદાચ એક ભયંકર વ્યક્તિ બનાવી દેવામાં આવે છે, અને તેવા મનુષ્યો " ન ઇધરકે ન ઉધરકે " એવી अतोभ्रष्टस्ततोभ्रष्टः ની અધમ દશામાં આવી જાય છે, માટે વિચારોનો ફેલાવો કરતાં ખુબ સમજીને અને સામાન્ય જનસમાજ ત્હેની કેવી રીતે ઝીલશે એનો પૂરો વિચાર બાંધી પછીજ તે બહાર પાડવા શ્રેયસ્કર છે,

હું જોઉં છું ને જાણાવું છું કે અત્યારે જરૂર આપણામાં સડો પેઠો છે. મૂર્તિપૂજા અને ત્હેના નામે દેવસ્થાનો ઘણાંયે અસુરસ્થાનો પણ બન્યાં છે. વિ૦ માં શંકા નથી, પણ તેથી એ આખી ને આખી સંસ્થાજ નષ્ટ કરવી જોઇએ-થવી જોઇએ, એ સૂચન મ્હારે ગળે નથી ઉતરતું માટે એવા નવીન વિચારોના ઉપદેષ્ટાઓએ સ્વીકારવું જોઇએ કે તેઓ માત્ર મૂર્તિપૂજા અને દેવસ્થાનોની ખામીઓ સુધારવા વિષેજ કહે છે, નહિ કે તે આખી સંસ્થાને ઉડાડી દેવા. બસ.

આપણે જે વાત ન માનતા હોઇએ તે સહન કરવાની શકિત તો કેળવવીજ જોઇએ. મૂર્તિપૂજા, જુદા જુદા દેવોની પૂજા, જુદા જુદા મતો ધરાવવા વિ૦ વાતોથી આપણે આપણી સહિષ્ણુતાને ખીલવવાની છે કે "ભલે રસ્તા અમારા જુદા જુદા છે, છતાં પણ જેમ नृणामेको गम्यः તેમ અમારૂં અંતિમ ધ્યેય એક છે. તો શા માટે અંદર અંદર એકના વિચારોનો બોજો બીજા વિરૂદ્ધ વિચારના ઉપર લાદવાનું અપકૃત્ય કરવું, અને ઇર્ષા દ્વેષ વિ૦ નો આશ્રય લઇ ઘડીભર માટે અસુર બની જવું ?'

કોઇ એક નિશ્ચિત આદર્શ અને બંધારણ વગરની ઘણીએ પ્રવૃત્તિઓ સંસ્થાઓ પડી ભાગે છે, વેરાઇ જાય છે, તુટી જાય છે, એ સત્ય સુભાગ્યે આપણે સમજતા થયા છીએ અને આ સત્યનું દર્શન એજ શ્રી અગસ્ત્યપુર નવરાત્ર મહોત્સવ મંડળીની ઉત્પત્તિ અને બંધારણ પૂર્વકની સ્થાપનાનું મૂળ કારણ; સર્વશકિત ત્હેને ચિરાયુ આપે, અને નિત્ય નૂતન બનાવે એવી અંતઃકરણની મહેચ્છા છે.

મ્હારા નમ્ર મતાનુસાર કોઇ પણ નવરાત્ર મહોત્સવ મંડળી જો પોતાને ત્યાં ગવાતા ચુનંદા ગરબાઓ, પદો વિ૦ નો વાર્ષિક ક્રમ જો એકજ સરખો પ્રતિવર્ષ માટે જાળવી રાખે તો તે મંડળી આદર્શ અને અનુકરણીય બની શકે છે; કારણ, પ્રતિવર્ષ એકજ પદ્ધતિસરના અને એકજ ગવાતા ગરબા મંડળીના દરેક જણને કંઠસ્થ થાય છે, અને તેથી દરેક જણ બરાબર તાલસર ગાઇ તથા ફરી શકવાથી ચાચર શોભી અને ગાજી ઉઠે છે. અને મ્હારા આ દૃઢ મંતવ્યેજ મ્હારામાં શ્રી અગસ્ત્યપુર નવરાત્ર મહોત્સવ મંડળી માટેજ પ્રથમ એવો રોજનો ચાલુ ક્રમ પુસ્તકાકારમાં તૈયાર કરવાની પ્રેરણા સ્ફુરાવી, અને તેનોજ આ પરિપાક છે. આ પદ્ધતિ જાણ્યે અજાણ્યે જાળવી રાખવા માટે ખરેખર ! રા. જોશી માધવરામ શિવરામને ધન્યવાદ ઘટે છે; કે તેઓએ મંડળીની શરૂઆતથીજ મહોત્સવમાં ગવરાવાતા ગરબાઓનો વાર્ષિક લગભગ એકજ ક્રમ આગ્રહપૂર્વક રાખી–રખાવી મંડળીને આદર્શ બનાવવા અનેકાનેક પ્રયત્ન કર્યા છે. ત્હેમનો અવાજ ભારે અને

મીઠો હોઇ મંડળીને પોતાની પાછળ ઝુકાવી લેવાની એ કળાનું એમણે ઠીક અનુશીલન કર્યું છે. જગદંબ એ કળાનું એમને દીર્ઘાયુ બક્ષો. મંડળી પણ ઉત્સાહી હોવાથી એ આનંદ બેવડાય છે, માતા ! મંડળીને શ્રી, ધી આપો, એજ ઇચ્છા.

આ સંગ્રહમાંના કેટલાક નજ નિવારી શકાય તેવા દોષોનું સર્વમાન્ય નિવારણ અને સંગ્રહમાં છાજે એવાં બીજાં પદો ગરબાઓ જેમની પાસે હોય–જેમના ધ્યાનમાં હોય, ત્હેમને તે જણાવવા નમ્ર પ્રાર્થના છે કે જેથી બીજી આવૃત્તિમાં તે દોષોના નિવારણ સાથે બીજાં સુયોગ્ય પદો પણ મુકી શકાય.

સંગ્રહમાં રાગ રાગિણીઓની વિવિધતા સાચવવા બનતો પ્રયાસ કર્યો છે, અને એક રાગ–રાહ પાછળ તેજ રાગનાં જેટલાં હોય તેટલાં સાથે મુકયાં છે. જેથી રસ સચવાઇ રહે, અને પદો ગરબાઓ વિ૰ નાં ગુણ સ્થાન પરત્વે વિભાગ પાડી સંકલના સુંદર બનાવવા પણ પ્રયાસ કર્યો છે.

આ સંગ્રહ તૈયાર કરવામાં અંબિકાકાવ્ય, વલ્લભકૃત શકિતકાવ્ય, આપણી શ્રી ધનવન્તર કાવ્યસુધા, રત્નચિંતામણી વિ૰ જુદા જુદા શકિત પદ સંગ્રહોની સહાય લેવી પડી છે. અને તે માટે તે તે સંગ્રહોના વિદ્વાન્ કર્તાઓનો હું મદદ્ આભારી છું, તેમજ બીજા જેમણે જેમણે હરકોઇ વિષયમાં પ્રકટ–અપ્રકટ શારિરીક તેમજ માનસિક સહાય કરી છે તેમનો આ સ્થળે ઉપકૃત છું.

આ પુસ્તક વાંચવું શરૂ કર્યા પહેલાં શુદ્ધિપત્રકમાં બતાવેલી શુદ્ધિ મુજબ પ્રથમ શુદ્ધિકરણ કરી પછીજ તે વાંચવું ઠીક પડશે.

પ્રુફ–સંશોધનની પૂરતી કાળજી રાખેલ હોવા છતાંએ દ્રષ્ટિદોષથી કોઇ ભૂલો રહી ગઇ હોય તો તે સુધારી વાંચવા નમ્ર પ્રાર્થના છે.

સંવત્ ૧૯૮૧
જ્યેષ્ઠ સુદી ૧–શનિવાર
મુંબઈ.

(સ્વ.) ભટ્ટ ગિરિજાશંકર રેવાશંકર

# પ્રસ્તાવના.

સુજ્ઞ વાંચકો, આવૃત્તિ બીજીની પ્રસ્તાવના અનિવાર્ય તો નથીજ, છતાં અનન્ય આશાથી, અને પરમેશ્વરીની કૃપાથી, મારા પૂજ્ય વડીલોએ પ્રસિદ્ધ કરેથી; "નવરાત્ર નિર્ઝરિણી"ની બીજી પ્રસ્તાવના માટે બે શબ્દો લખું તો તે અસ્થાને નહિજ ગણાય.

"ગરબાઓ અને લોકગીતો" ગુજરાતના અંગે અંગમાં વ્યાપ્ત છે. એ લોકભોગ્ય સાહિત્યની મીઠાશ, એની પ્રવાહી સરળતા, અને અનુપમ સુંદરતા, જ્યારે જ્યારે એ સંઘ સ્વરૂપમાં ફરતી દીપકમાળની ચોતરફ ગવાય છે. ત્યારે સામાન્ય પ્રજાજન પણ અદ્ભૂત રસાનંદ લૂંટે છે. આવા સરળ છતાં સુંદરતમ્ પ્રેમમય છતાં વિશુધ્ધત્તર, સાહિત્યના આપણે વારસદાર છીએ. એ વારસાના એક પૂણ્યમય પૂષ્પ જેવી આ પુસ્તિકા જ્યારે જનતાને ચરણે હું ધરૂં છું ત્યારે મને હર્ષ થયા વગર રહેતો નથી.

શકિતની ભકિત એ આપણા જીવનના ચૈતન્યની આરાધના બરોબર છે; આપણને જે પાળે છે, પોષે છે એ સ્ત્રીના ઉચ્ચત્તમ ભાવનાના પ્રતિકરૂપ છે, સૌમ્ય સ્વરૂપે અંબીકા માતા છે છતાં એ માતૃસ્વરૂપને અને તેમની ભાવનાને ઉચ્છેદનાર પાપીઓને સજા માટે એમનામાં રણચંડીનો અંશ રહેલો છે. આ જીવંત ભાવનાજ આપણા જીવનને આદર્શમય બનાવવા અને માર્ગદર્શક બનવા માટેજ છે, તો પછી એ પૂણ્યમયી પરમેશ્વરીને આપણે અંજલિ કેમ ન અરપીએ ?

"या देवी सर्वभूतेषु शक्ति रुपेण सांस्थिता
नमः तस्मै नमः तस्मै नमः तस्मै नमो नमः" ॥

આ અંકમાંના કાવ્યોના રસાસ્વાદક મારા વડીલ બંધુ નાથાલાલ પોતાનું શેષજીવન ગાળી માતૃઝંખનામાંજ વિલીન થયા. તેમની કાર્યશકિત અજોડ હતી. અને એમની પાછળ આ ગ્રંથને અવિરત શ્રમ લઇ પ્રગટ કરનાર મારા વડીલબંધુ ગિરિજાશંકર પણ એજ ઉચ્ચ ભાવનાને હ્રદયમાં

તન્મય બનાવી પોતાનું જીવન જાણી અને જીવી ગયા. છેલ્લી ટકોરીએ પણ એ અગમ્ય ચૈતન્ય સ્વરૂપની ઝંખનામાંજ લીન થયા. શ્રી અગસ્ત્યપુર નવદુર્ગા મંડળને આજની ઉચ્ચતમ કક્ષાએ લઇ જવામાં એ બન્ને વડીલોનો અપૂર્વ ફાળો હતો. તેમની અપૂર્વ સ્મૃતિ માટે આ નાનકડું પણ ભાવનામય માતૃગુંજન એ ઇષ્ટ દેવીની ગ્રીવામાં એક પુષ્પ તરીકે સમર્પું છું.

"શ્રી સત્તાવીસ સાબરકાંઠા નવદુર્ગા મંડળ" ( ફુલગલી મુંબઇ ) જે ભણસાલીની ચાલમાં ગવાય છે. તે આપણી જ્ઞાતિની વર્ષો જુની મંડળી છે તેમાં એક દીપકમાળની (માંડવીની) ઉણપ હતી જે 'રામભરોસે' ભગવાનજી ઓધવજીની કું૦ વાળા શ્રીયુત નાનાલાલ ભવાનભાઈ સોઢાએ બનાવી આપી ઉપરોક્ત મંડળને અર્પણ કરી છે અને પ્રત્યેક વર્ષે અનેકવિધ સહાયતા મંડળને આપે છે. જેનું પરિણામ આજે ફુલ્યુફાલ્યું આપણી સમક્ષ દેખાય છે દેવી ભક્તિ તરફનું એમનું મમત્વ પ્રશંસનીય છે, આ રીતની સહાયતા બદલ તેમનો હું મંડળવતી આભાર માનું છું ઉપરાંત શ્રીયુત ભાઇશ્રી નારાયણ દ. જપી. તથા નાનાલાલ ગ. જપીનો પણ આ તકે આભાર માનું છું કારણ તેમના સાથ વગર કદાચ આ પુસ્તિકાને બહાર પાડવામાં વિલંબ થાત, પ્રિન્ટીંગ તથા પ્રુફ સંશોધન વિ૦ નું જે કામ ધારવા કરતાં જલદી તૈયાર થઇ શક્યું છે, તે શ્રી. નારાયણભાઇનેજ આભારી છે.

અંતમાં આ બીજી આવૃત્તિમાં પહેલી આવૃત્તિ ઉપરાંત બને તેટલા સુધારા તેમજ કેટલાક આધુનિક ગરબાઓનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. તો સર્વે દેવી ભક્તો આ મહંમાયાના સ્તવનમાં લીન થઇ આગળ જેમ આવકાર આપ્યો હતો તેમ આવકારી અને તેના કર્તવ્યની કૃતાર્થતા સમજશે, એમ આશા રાખી અત્રે વિરમું છું.

શ્રી નૃસિંહ હિન્દુ લોજ
કોટ, મુંબઇ ૧.

લી૦
**મૂળશંકર હિંમતરામ ભટ્ટ.**

# રસાસ્વાદ.

લોકગીતના આ સંગ્રહમાં સાહિત્ય અને જ્ઞાનના પણ કેટલાક અંશો છે, એમ પ્રસ્તાવનામાં જણાવીને ત્હેને તારવી કાઢી સ્પષ્ટ કરવાનું કામ મ્હને સોંપવામાં આવ્યું. ચાલો, ત્યારે હવે આપણે એ ફરજના બોજાને બને તેટલો હળવો કરી ત્હેનો રસાસ્વાદ ચાખીએ.

પાનું ૧

सुजलाम् सुफलाम्

*** मातरम् ।

અહીં માતાને જન્મભૂમિના રૂપમા ઉતારી છે. આ દ્રષ્ટિએ તે સૌનું પોષણ કરે છે, અને તેથી તે રૂપમાં પણ ત્હેને વંદન છે. जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी તેથી માતૃભૂમિની સેવામાં પણ એ માતાનીજ સેવા સમાગેલી છે, એવો ભાવ એમાં છે, અને તેથીજ આ દ્રષ્ટિએ સંગ્રહની ખોટ પૂરવા એને સ્થાન આપ્યું છે.

પાનું ૩૬

ક્ષણભંગુર આ દેહ છે, જેનો નહિ વિશ્વાસ,
પળમાંહી તે ડગમગે, રહે મનમાં સહુ આશ.

( માટે )

જાતો સ્હમજી લેવો અમૂલ્ય સમયનો લ્હાવ—ચાલો૦

આમાં સમય કેટલો કીંમતી છે એ જણાવ્યું છે, કાયા કાચો કુંપો છે, ને કઇ પળે તે ફુટી જશે ત્હેની ખબર નથી, તો સમયનો લ્હાવો લેતાં ચુકવાનું નથી.

પાનું ૪૨

દશ અવતાર ધર્યા તેં દેવી, મ્હોટા રાક્ષસ માર્યા,
ભૂમિ તણા તેં ભાર ઉતાર્યા, શત્રુને સંહાર્યા રે મા—જયદેવી,

* * *

મચ્છ, કચ્છ, વારાહ, ને નૃસિંહ, વામન રૂપ વિકરાળી,
પરશુરામ, રઘુરામ, કૃષ્ણ ને, બુદ્ધ, કલ્કિ (વિ.માં) કાળીરે મા—જય૦

ગીતાજીમાં કૃષ્ણ રૂપે ગાયેલા यदा यदा हि धर्मस्य તથા परित्राणाय साधूनाम् વિ૦ શ્લોકો પ્રમાણે જ્યારે જ્યારે અધર્મી માણુસો પૃથ્વીને બોજા રૂપ થઇ નરરાક્ષસો બન્યા છે, ત્યારે ત્યારે ત્હમે તેઓને સંહારી ભૂમિના ભાર ઉતાર્યા છે. વળી 'માત તાતને રૂપે દેવી' માત પિતાની સેવા કરવા સૂચવતો આ કેવો આદેશ છે ? આમાં માતતાતની સેવા કરવામાં સાચી દેવી સેવા સમાએલી છે તે બતાવ્યું છે. કેવા ભાવ ઉતાર્યા છે, સુંદર છતાં સાદી અને ગ્રામ્ય ભાષામાં !

પાનું ૫૫-૫૮

'તું નિઃશંક, હું તો રંક, કર્મવંક, અંક લોપી અજવાળોરે'–અને
કરે ગાન, તાન, માન, માત ધ્યાન, ઉમંગ અંગ રંગ મ્હાતારે'

વિ૦ લીટીઓમાં કવિએ ઝમક અલંકારનું સરસ દ્રષ્ટાંત મૂક્યું છે.

પાનું ૬૮

નીતિરૂપ અનુપમ કાલિકા જો,
તીવ્ર તેજ ત્હમરૂં વખણાય;
હૈયાફુટા હીણા સમજે નહિ જો,
ત્હેને સદા કાલિકા મા ખાય. આઇ.

કેવો કટાક્ષ છે એ પાવાગઢના પતાઈ રાવળ ઉપર ! ત્હેણે ખરેખર સ્ત્રી માત્રમાં જગદંબની વિભૂતિ ન જોઇ, કુદ્રષ્ટિ કરી, અને નિતી નેવે મૂકી, 'ઝાલ્યો છળ કરી છેડલોરે.' તો શી દશા આવી ત્હેની ? તપાસો પતાઇ રાવળનું દ્રષ્ટાન્ત આપણુને શિખવે છે કે જે નીતિ મૂકશે ત્હેની ભુંડી દશા કરનાર કોઇ શકિત–કોઇ કાલિકા–કોઇ ચંડી–પછી ગમે તે રૂપમાં પણુ જગતમાં હાજર છે.

પાનું ૬૯

પૂજાનો આદર્શ :–

પામર જીવ પૂજા હું શી કરૂં જો,
સર્વ ત્હારૂં સરજેલું માય;
અમૃત પાઇ ટાળો મુજ આપદા જો,
વાયુ ધૂપ સમાન વહાવ–આઇ.

ત્હારા તેજ આગળ દીપ શું કરે જો.
મૂર્ખ જાણી માજી કરો વહાલ,
કર્મ હીણો કશું સૂઝતું નથી જો,
માજી ત્હારો હું ન્હાનેરો બાળ–આઇ૦

શી વિધિથી પૂજા કરૂં ? ત્હારી, મા ! ત્હેં બધું તૈયારજ રાખ્યું છે. સુગંધીયુકત મંદ મંદ મીઠો મધુર પવન વહે છે. તે ધૂપની ગરજ સારી રહ્યો છે. સૂર્ય, ચંદ્ર એ ત્હારાજ પ્રકાશ અને પ્રકાશ એજ તું. પછી દીપ કોના આગળ ધરવો ? સર્વ જગતનું ભરણ પોષણ કરનારઃ ત્હને હું શું નૈવેદ્ય ધરવાનો ? આમાં આ સૂચના ગર્ભિત છે; "જ્યાં ત્હારી આસ-પાસમાં ત્હારા બંધુઓમાં અજ્ઞાન-અંધકાર છવાયો છે. ત્યાં જ્ઞાનદીપ પ્રકટાવ. જ્યાં ત્હારા ભાઇ મલીન વાતાવરણમાં રહે છે, ત્યાં સુગંધીયુકત મીઠી હવાની અમી ચખાડ. જ્યાં ત્હારા દેશબંધુઓના રૂપમાં હું ભુખે મરૂં છું. ત્યાં મ્હને નૈવેદ્ય ધરાવ. જ્યાં ત્હારા ભાઇ ન્હાતા ધોતા નથી, ત્યાં તેવા ગંદા રૂપવાળાં મ્હને તું ગંગાયમુના જેવા શુધ્ધ જળે સ્નાન કરાવ આ મ્હારી સેવા છે, ને તે તું કર. આ અમૃત છે. તે તું પી, અને ત્હારી આપદાઓ તો નષ્ટજ છે" શો પૂજાનો આદર્શ છે ! મૂર્તિપૂજામાં શું આ ભાવો ન ખડા કરી શકાય ? કોણ કહી શકે વ્યાજબી રીતે આ દૃષ્ટિએ મૂર્તિપૂજા વર્જ્ય છે ?

પાનું ૮૩

મુદત બાંધીને આયા જગતમેં, ઉસ દિનકી મુજે ખબર નહિ.

*　　　*　　　*

આમ અચાનક પડશે કાયા, યમ જીવ લઇ જાશે તત્કાલ;
ઉસ દિન મેરા બુરા હાલ હય............
તારણ તુમ હય એકી જગતમેં, તેરા નામકી પકડી ઢાલ.

આ અને આવાં બીજાં પદો ગુજરાતી અને હિન્દી ભાષાની સગાઇ (વ્રજભાષા) નું માપ દેખાડે છે કે તે સંબંધ કેવો મીઠો મધુર; રૂઢ અને અતુટ છે. આયુ નિર્મીતજ છે. અને મરવાનું છેજ, માથે તો મૃત્યું

ઘંટ વાગી રહ્યો છે, ત્યાં તારણ તું એકજ છે. ત્હારા નામની ઢાલથી ભલભલા હુમલાઓથી કૈંક બચી ગયા છે, ત્હારા નામે માર નથી પડયા.

પાનું ૮૪ વળી—

સાચું સ્મરણ અંબામાનં આ સંસાર સઘળો ખોટો,
છે છે છે છેરે ભાઇ નથી નથીરે ભાઇ જેમ પાણીનો પરપોટો.

સંસારનું મિથ્યાત્વ કેવી સાદાઇમાં ?
જેવી તરેહની બુદ્ધિ આપશો,
તેવી તરેહની હું ચાલીશ ચાલ;

धीयो योनः प्रचोदयात्। ગાયત્રીનો એ મંત્રાર્થ કેવો સ્પષ્ટાર્થમાં છે.

કુમાર્ગથી મતિ અમારી વિમુખી રાખો,
ને સત્કૃતિ મહીં વિભુજી ! સદાય યોજો.

પાનું ૮૭/૮૮

બાળક દોષિત છતાં માના આગળ નિર્દોષ છે. કારણ કે માતા ત્હેને શિખામણ આપે છે પણ તરછોડતી નથી; ઘડીક લપડાક મારી રડાવે છે પણ પાછી છાતી સરસું ચાંપી ધવરાવે છે.

"અડસઠ તીર્થ માને ચરણે" એ કેવો આદર્શ છે. પુત્રો માટે? પોતાનાં ઘરડાં ને અશક્ત માબાપને બુરા હવાલે ઘેર નિરાધાર ને નિઃસેવ દશામાં છોડી તીર્થક્ષેત્રોમાં પ્રભુને શોધવા જતા પુત્રોને શું આ ઓછી ચાબુક છે?

પાનું ૧૨૨/૨૪

પરમતના શ્રાવકોને પોતાની અવગણના કરતા જાણી તેમને પરમત-નિંદાના પાતકનું ફલ આપવાનો પ્રબંધ ગોઠવવા જતાં પોતેજ નિન્દાની હદ છોડી છે, એ વાંચી તે લખનારાઓની અસહિષ્ણુતા અને છીછરાપણાની દયા આવે છે.

અનસૂયાનું આખ્યાન એ સતીત્વના પ્રભાવનું બ્યાન છે.

શંકર સ્વામીનું આખ્યાન એ શ્રદ્ધાના જવલંત ફલનો દાખલો છે.

આવાં આવાં તો બીજાં સંગ્રહમાં અનેક છે, અને જુદી જુદી દ્રષ્ટિથી જોનારાઓને જુદે જુદે રૂપે અને ગુણે દેખાય છે. યથા શકિતમતિ કરેલ આ પ્રબંધનો રસાસ્વાદ બધા જરૂર લેશે એ આશાથી વિરમું છું. इति ॐ

જ્યેષ્ઠ શુદ છઠ
સં. ૧૯૮૧

સ્વ. નાથાલાલ રેવાશંકર ભટ્ટ

## અદ્યતન ગરબીઓ—

આ ગરબીઓ શ્રી. ભાઇ નર્મદાશંકર બલદેવરામ રાવળની અપ્રગટ "નવરાત્ર સ્તવત મંજરી" માંથી લેવામાં આવી છે. તેમને બાળપણથીજ અગત્સ્યપુરના લોકપ્રિય નવરાત્રી મહોત્સવનો ગાઢ સંપર્ક મળ્યો છે. જેથી તેમની માતાજી પ્રત્યેની ભાવના ઉત્તરોત્તર કેળવાયેલી છે. અને તેથીજ આ ગરબીઓ "સ્વસંવેદનથી લખાઇ છે. આ ઉપરાંત ઇશ્વરદત્ત સુરીલા કંઠને એમણે સંગીતનો અભ્યાસ કરીને ગીતોને તદ્દન અનુકુળ બનાવ્યો છે. એમની ગરબીઓ અત્યારના લોકપ્રિય ઢાળોમાં લખાયેલી હોવાથી શકિત ભકતોને ગાવા માટે વધુ સુગમ અને રસદાયક થઇ પડશે, અર્વાચીન ગરબા શૈલીમાં આવતી કઠોરતાથી એમની ગરબીઓ મુકત છે એનું કારણ એમની શકિત સ્તવનમાં લીનતા છે.

સૌમ્ય સ્વરૂપ અંબિકાના આકર્ષક અલંકારોનો ઉલ્લેખ કરતાં કહે છે કેઃ—

પાનું ૧૫૯

તેજના ઉડે ફુવારા અંગમાં
પટકુળ પહેર્યાં વિધવિધ રંગરે
અને મણિમય ગૂથ્યો માથે અંબોડલો
સાલુડે ચમકંતી સોનલ સેરરે,

આ પ્રાચીન સરખામણીઓ જ્યારે નૂતન સ્વરૂપે રજુ થાય છે ત્યારે એમ લાગે છે કે કવિ એ અવિચળ સ્વરૂપને અવણ્ય ભાવથી ભજે છે. અને જ્યારે કવિ ચોસઠ જોગણીઓ સહિત રૌદ્ર રૂપધારી કાલિકા માતને ગરબા માટે આમંત્રણ આપે છે. ત્યારે એ વખતની ભાવના અનુપમ અને વાતાવરણ પ્રેરક છે.

બંગ દેશથી રમવાને આવો કાળીકાજી માત
વહે નયને અંગાર ગળે મસ્તકની માળ,
ખડગ ખપ્પર હાથ......

પ્રલય વગર સર્જન શકય નથી એટલે જગની મલિનતા વિદારક વિભૂતિ પણ કવિને મન પૂજ્ય છે.

અને નવરાત્રિ એ તો ગુજરાતમાં માની ભકિતમાં તાદત્મય સાધી રસમૂર્ચ્છા પામવાના દિવસો એને પણ લેખકે ઉત્સાહથી વર્ણવ્યા છે.

પાનું ૧૬૪ આનંદ સાગર ચાચરમાં ઉછળે
ભકિતનાં મોજાં અંતરમાં. ઉછળે
દર્શનનો લ્હાવ ત્યાં લૂંટાય છે.

અને વાતાવરણ પણ કેટલું વિશુદ્ધ.

પાનું ૧૬૩ તેજ ફુવારા છાંટતી......હરતી ઉરના તાપ.

પાનું ૧૬૯ માળા ને મ્હેલજ તારા મૃગજળ કેરા પરપોટા
મોહક દુનિયાના ખેલો આખર સઘળા છે ખોટા
અને એટલા માટે:—
બાંધી ભકિતનું ભાથું જીવન વન વગડે જાતું
અધવચ કોઇ ના લૂંટાતું માનું શિરછત્ર છવાતું.

દુન્યવી દુનિયાના પ્રલોભનો તો ઇન્દ્રજાળના ખેલ જેવાં છે અને છેવટે સૌને એકજ "મા" આદ્યશકિતનો વિસામો છે એ એમણે સરળ છતાં સુમધુર અને સ્પષ્ટ સ્વરૂપે વર્ણવ્યું છે.

પાનું ૧૮૨ અને વિદાય, વિશ્લેષ ને અશ્રુધારા. નવરાત્રીનું વિસર્જન:-
અલ્પમતિ અમે બાળ ત્હમારાં શું કરીએ તમ સેવ,
ભૂલચૂક થઇ હોય અમારી, સુધારજો તવખેવ.

નવરાત્રીના મહોત્સવમાં માના ઉત્સવમાં લીન થયા પછી જ્યારે વિદાયનો વખત આવે છે ત્યારે અશ્રુવાળી આંખે ને ગદ્ગદ્ કંઠે ભકત કહે છે કે વિશ્વને સમૃદ્ધિનાં ઉદાર દાન આપનાર "મા," તારા ચરણોમાં તો અમારું કાર્યરજ બરાબર છે છતાં જનેતા બાળકને ક્ષમા ન આપે તો અમને ક્ષમા કોણ આપશે ?

ટૂંકમાં આ નાનકડી સ્તવન મંજરીમાં કાવ્યો આહલાદક અને રસોર્મિઓથી ભરેલાં છે. ભાઇ નર્મદાશંકરની કાવ્યમયતા આ લોકપ્રિય રાગોને ભકિતના પૂરમાં જકડી લે છે, તેમનું કાવ્ય કૌશલ્ય પ્રશંસનીય છે. તેઓ જો પ્રાચીન રાગોને પુનર્જીવન આપે તો એમની પ્રતિભા જરૂર ગરબાઓની સમૃદ્ધિ વધારે એમની ઉત્સાહભરી આ પ્રવૃત્તિ વિશાળ સ્વરૂપે પ્રગટ થાય અને 'સ્તવન મંઝરી' ગુજરાતની એક પ્રિય કૃતિ નીવડે એમ હું એ ચૈતન્ય સ્વરૂપ આદ્યશકિતને પ્રાર્થું છું.

લી૦
શિવશંકર ત્રિ. ઠાકર
સહતંત્રી "યુગાન્તર"

# અનુક્રમણિકા

**ચીત્રો** પાનું





· શાર્દૂલ વિક્રીડિત ·

"જે છે પ્રાણ સ્વરૂપ વિશ્વ સહુની દુઃખો બધાનાં હરે
ને છે વ્યાપ્ત અખિલ વિશ્વ સઘળે ઉત્પન્ન સર્વે કરે
એવું શ્રેષ્ઠ સ્વરૂપ શુદ્ધ જનની કેરૂં અમો પામીએ
પ્રેરો તે અમ બુદ્ધિ નિર્મળ પથે સત્કર્મને સાધીએ."



॥ ૐ ॥

# નવરાત્ર નિર્ઝરિણી

## ધ્યાન મંત્રો

૧

### ॥ वन्दे मातरम् ॥

[ રાગ–ભંગીય કાફી; તાલ દીપચંદી ]

वन्दे मातरम्

सुजलाम् सुफलाम् मलयजशीतलाम्

शस्यश्यामलाम् मातरम् ।

शुभ्रज्योत्स्नां पुलकित यामिनीम्

फुल्लकुसुमित द्रुमदल शोभिनीम्

सुहासिनीं सुमधुरभाषिणीम्

सुखदाम् वरदाम् मातरम् ।

वन्दे मातरम् ।

---

૨

( શાર્દૂલ-રાગ )

खड्गं चक्रगदेषु चापपरिधान् शूलं भुशंडीं शिरः

शंखं संदधतीं करैस्त्रिनयनां सर्वांग भूषामृताम् ।

नीलाश्मद्युतिमास्यपाददशकां सेवे महाकालिकाम्

यामस्तौत्स्वपिते हरौ कमलजो हंतुं मधुकैटभम् ॥१॥

अक्षस्रक् परशुं गदेषुकुलिशं पद्मं धनुः कुंडिकाम्
दण्डं शक्तिमसिं च चर्मजलजं घण्टां सुराभाजनम् ।
शूलं पाशसुदर्शने च दधतीं हस्तैः प्रवालप्रभाम्
सेवे सैरिभमर्दिनीमिह महालक्ष्मीं सरोजस्थिताम् ॥२॥

घण्टाशूलहलानि शंखमुसले चक्रं धनुः सायकम्
हस्ताब्जैर्दधतीं घनांतविलसच्छितांशुतुल्यप्रभाम् ।
गौरीदेहसमुद्भवां त्रिजगतामाधारभूतामहा !
पूर्वामत्र सरस्वतीमनुभजे शुंभादिदैत्यार्दिनीम् ॥३॥

विद्युद्दामसमप्रभां मृगपतिस्कंधस्थितां भीषणाम्
कन्याभिः करवालखेटविलसद्धस्ताभिरासेविताम्
हस्तैश्चक्रधरालिखेटविशिखांश्चापं गुणं तर्जनीम्
विभ्राणामनिलात्मिकां शशिधरां दुर्गां त्रिनेत्रां भजे ॥४॥

नित्यानंदकरी वराभयहरी सौन्दर्यरत्नाकरी
निर्धूताखिलघोरपावनकरी प्रत्यक्षमाहेश्वरी ।
प्रालेयाचलवंशपावनकरी काशीपुराधीश्वरी
भिक्षान्देहि कृपावलम्बनकरी मातान्नपूर्णेश्वरी ॥५॥

——:※:——

૩

# દેવ્યપરાધક્ષમાપન સ્તોત્ર

## ( સમશ્લોકી ભાષાન્તર )

( શિખરિણી )

ન મન્ત્રો કે તન્ત્રો, જનની ! નવ જાણું સ્તુતિકથા,
ન જાણું મા ! પૂજા, તુજ સ્વરૂપનું ધ્યાન અથવા;

ન જાણું હું મુદ્રા, વિવિધ વિધિ પાઠો તુજ તણા,
પરન્તુ જાણું કે તવ શરણુ છે ક્લેશ હરતા.-૧

વિધિના અજ્ઞાને, ધનરહિત આલસ્ય થકી કાં,
અશક્તિથી કાં તો, તુજ ચરણુ સેવાજ તજી, મા !
ક્ષમા માગું ત્હેની, જનની ! સકલોદ્ધારિણી સતી !
કુમાતા ના થાયે, કદી કુપુત થાયે જડમતિ.-૨

વસુધામાં ત્હારા, સરલ સુત છે કૈંક જનની !
પરન્તુ ત્હેમાં હું, વિરલ સુત ત્હારો ભગવતી !
શિવે ! મ્હારો ત્યાગ, પ્રણુત જનનો યોગ્ય ન રતિ,
કુમાતા ના થાયે, કદિ કુપુત થાયે જડમતિ.-૩

જગન્માતા ! મેં તો, તુજ ચરણુ-સેવા નવ કરી,
ન દીધાં મેં દાનો, જનની ! પ્રભુ-પ્રીતિ મન ધરી;
તથાપિ હે અંબે ! મુજ પર બહુ સ્નેહ ધરતી,
કુમાતા ના થાયે, કદિ કુપુત થાયે જડમતિ.-૪

તજી દીધા દેવો, વિવિધ વિધ સેવા શ્રમ થકી.
ગયાં પંચાશીથી અધિક મુજ વર્ષો ઝડપથી;
થશે ના જો હાવે, તુજ જરી કૃપા હે ભગવતી !
કહે જાઉં કોને. શરણુ પછી હેરંબ જનની ?-૫

બને વક્તા સારો, જરૂર જગહીણો નર ઘણો,
કૃપા ત્હારી થાતાં, ગરીબ નર થાયે ધની વડો;
અપર્ણે મા ત્હારો, પુનિત જપ જે કો જપી શકે,
અહો ! ત્હેને શું તું, જગતજનની ! ના દઈ શકે ?-૬

ચિતાભસ્મે ચોળે શરીર, વિષ ખાએ પશુપતિ,
જટાધારી, કંઠે ભુજગપતિ, વસ્ત્રો વિણ સ્થિતિ;

કપાલિ, ભૂતેશ, ત્રિપુરહર થાએ જગપતિ,
શિવે ! ત્હારા પાણિગ્રહણ-વિધિનું આ ફલ સતી !-૭
ન આકાંક્ષા મોક્ષે, નહિ વિભવ વાંછા મન વસી,
અપેક્ષા વિજ્ઞાને નહિ, નહિ સુખેચ્છા શશિમુખી !
મહાદેવી ! માગું જનમ મરણું મા મુજ ટળો,
મૃડાની ! રૂદ્રાણી ! શિવ ! શિવ ! ભવાની હું જપતો.-૮

( વસંતતિલકા )

આરાધી હું નવ શકયો વિધિઓ વડે રે,
મિથ્યાજ ચિન્તન કર્યું વચનો વડે મેં;
કિન્તુ કૃપા મુજ પરે જનની ! કરે તું,
છે યોગ્ય અંબ ! તુજને મુજથી બને શું ? -૯

( ઉપજાતિ )

આપત્તિમાં હું તુજને સ્મરૂં છું,
પયોધિ દુર્ગે ! કરૂણા તણો તું;
જાણે ન મા તે શઠતાજ મ્હારી,
ભુખ્યો સ્મરે છે નિજ માત પ્યારી. -૧૦

( વૈતાલીય )

જગદંબ ! વિચિત્ર અત્ર શું ? પરિપૂર્ણા કરૂણાથી માત તું;
અપરાધ પરંપરા હશે, તદપિ મા સુત ના ઉવેખશે. -૧૧

( અનુષ્ટુપ )

નથી કો હું સમો પાપી, પાપઘ્ની તું સમા નહિ;
જાણી આ હે મહાદેવી ! ઘટે તે કરજે સહી.-૧૨



॥ सप्तशती पाठान्तर्गत ॥

# अथ देवी कवच। अर्गला। कीलक स्तोत्र।

॥ ॐ श्रीजगदंबायै नमः ॥

## ॥ अथ देवी कवचं प्रारंभः ॥

श्रीगणेशाय नमः श्रीसरस्वत्यै नमः श्रीगुरुभ्यो नमः श्रीकुलदेवतायै नमः अविघ्नमस्तु ॐ नारायणाय नमः ॐ नराय नरोत्तमाय नमः ॐ सरस्वतीदेव्यै नमः ॐ वेदव्यसाय नमः ॐ नमश्चण्डिकायै ॥ ॐ मार्कण्डेय उवाच ॥ यद्गुह्यमित्यादि सार्धपञ्चाशत् श्लोकात्मकं कवचं पठित्वा ॐ जयन्तीत्यादित्रयो-विंशतिश्लोकात्मकामर्गलांपठित्वा ॐ विशुद्धेत्यादिचतुर्दशश्लोका-त्मकं किलकं पठेत ॐ नमश्चण्डिकायै ॥ मार्कण्डेय उवाच ॥

यद्गुह्यं परमं लोके सर्वरक्षाकरं नृणाम् ॥
यन्न कस्यचिदाख्यातं तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

ब्रह्मोवाच ।

अस्ति गुह्यतमं विप्र सर्वभूतोपकारकम् ॥
देव्यास्तु कवचं पुण्यं तच्छृणुष्व महामुने ॥ २ ॥
प्रथमं शैलपुत्रीति द्वितीयं ब्रह्मचारिणी ॥
तृतीयं चन्द्रघण्टेति कूष्माण्डेति चतुर्थकम् ॥ ३ ॥
पञ्चमं स्कन्दमातेति षष्ठं कात्यायननीति च ॥
सप्तमं कालरात्रिश्च महागौरीति चाष्टमम् ॥ ४ ॥

नवमं सिद्धिदा प्रोक्ता नव दुर्गाः प्रकीर्तिताः ॥
उक्तान्येतानि नामानि ब्रह्मणैव महात्मना ॥ ५ ॥
अग्निना दह्यमानस्तु शत्रुमध्यें गतो रणे ॥
विषमे दुर्गमे चैव भयार्ताः शरणं गताः ॥ ६ ॥
न तेषां जायते किंचिदशुभं रणसङ्कटे ॥
नापदं तस्य पश्यामि शोकदुःखभयं नहि ॥ ७ ॥
यैस्तु भक्त्या स्मृता नूनं तेषां सिद्धिः प्रजायते ॥
प्रेतसंस्था तु चामुण्डा वाराही महिषासना ॥ ८ ॥
ऐन्द्री गजसमारूढा वैष्णवी गरुडासना ॥
माहेश्वरी वृषारूढा कौमारी शिखिवाहना ॥ ९ ॥
ब्राह्मी हंससमारूढा सर्वाभरणभूषिता ॥
नानाभरणशोभाढ्या नानारत्नोपशोभिता ॥ १० ॥
दृश्यन्ते रथमारूढा देव्यः क्रोधसमाकुलाः ॥
शङ्खं चक्रं गदां शक्तिं हलं च मुसलायुधम् ॥११॥
खेकटं तोमरं चैव परशुं पाशमेव च ॥
कुन्तायुधं त्रिशूलं च शार्ङ्गमायुधमुत्तमम् ॥ १२ ॥
दैत्यानां देहनाशाय भक्तानामभयाय च ॥
धारयन्त्यायुधानित्थं देवानां च हिताय वै ॥ १३ ॥
महाबले महोत्साहे महाभयविनाशिनि ॥
त्राहि मां देवि दुष्प्रेक्ष्ये शत्रूणां भयवर्द्धिनि ॥ १४ ॥
प्राच्यां रक्षतु मामैन्द्री आग्नेय्यामग्निदेवता ॥
दक्षिणस्यां च वाराही नैरृत्यां खड्गधारिणी ॥१५॥

प्रतीच्यां वारुणी रक्षेद्वायव्यां मृगवाहिनी ॥
उदीच्यां रक्ष कौबेरि ईशान्यां शूलधारिणी ॥१६॥
उर्ध्वे ब्रह्माणी मे रक्षेदधस्ताद्वैष्णवी तथा ॥
एवं दश दिशो रक्षेच्चामुण्डा शववाहना ॥१७॥
जया मे अग्रतः स्थातु विजया स्थातु पृष्ठतः॥
अजिता वामपार्श्वेतु दक्षिणे चापराजिता ॥१८॥
शिखां मे द्योतिनी रक्षेदुमा मूर्ध्नि व्यवस्थिता ॥
मालाधरी ललाटे च भ्रुवौ रक्षेद्यशस्विनी ॥१९॥
त्रिनेत्रा च भ्रुवोर्मध्येयमघण्टा च नासिके ॥
शङ्खिनी चक्षुषोर्मध्ये श्रोत्रयोर्द्वारवासिनी ॥२०॥
कपोलौ कालिका रक्षेत्कर्णमूले तु शाङ्करी ॥
नासिकायां सुगन्धा च उत्तरोष्ठे च चर्चिका ॥२१॥
अधरे चामृतकला जिह्वायां च सरस्वती ॥
दन्तान् रक्षतु कौमारी कण्ठमध्ये तु चण्डिका ॥२२॥
घण्टिका चित्रघण्टा च महामाया च तालुके ॥
कामाक्षी चिबुकं रक्षेद्वाचं मे सर्वमङ्गला ॥२३॥
ग्रीवायां भद्रकाली च पृष्ठवंशे धनुर्धरी ॥
नीलग्रीवा बहिः कण्ठे नलिकां नलकूबरी ॥२४॥
खड्गधारिण्युभौ स्कन्धौ बाहु मे वज्रधारिणी ॥
हस्तयोर्दंडिनी रक्षेदम्बिका चांगुलीस्तथा ॥२५॥
नखाञ्छूलेश्वरी रक्षेत् कुक्षौ रक्षेत्कलेश्वरी ॥
स्तनौ रक्षेन्महादेवी मनश्शोकविनाशिनी ॥२६॥

हृदये ललितादेवी उदरे शूलधारिणी ॥
नाभौ च कामिनी रक्षेद्गुह्यं गुह्येश्वरी तथा ॥२७॥
भूतनाथा च मेढ्रं मे उरू महिषवाहिनी ॥
कट्यां भगवती रक्षेज्जानुनी विन्ध्यवासिनी ॥२८॥
जङ्घे महाबला प्रोक्ता सर्वकामप्रदायिनी ॥
गुल्फयोर्नारसिंही च पादौचामिततेजसी ॥२९॥
पादाङ्गुलीः श्रीधरी च पादाधस्तलवासिनी ॥
नखान् दंष्ट्रा कराली च केशांश्चैवोर्ध्वकेशिनी ॥३०॥
रोमकूपेषु कौबेरी त्वचं वागीश्वरी तथा ॥
रक्तमज्जावसामांसान्यस्थिमेदांसि पार्वती ॥३१॥
अन्त्राणि कालरात्रिश्च पित्तं च मुकुटेश्वरी ॥
पद्मावती पद्मकोशे कफे चूडामणिस्तथा ॥३२॥
ज्वालामुखी नखज्वाला अभेद्या सर्वसन्धिषु ॥
शुक्रं ब्रह्माणि मे रक्षेच्छायां छत्रेश्वरी तथा ॥३३॥
अहङ्कारं मनो बुद्धिं रक्ष मे धर्मधारिणी ॥
प्राणापानौ तथा व्यानं समानोदानमेव च ॥३४॥
यशःकीर्तिं च लक्ष्मीं च सदा रक्षतु वैष्णवी ॥
गोत्रमिन्द्राणी मे रक्षेत्पशून्मे रक्ष चण्डिके ॥३५॥
पुत्रान्रक्षेन्महालक्ष्मीर्भार्यां रक्षतु भैरवी ॥
मार्गं क्षेमकरी रक्षेद्विजया सर्वतः स्थिता ॥३६॥
रक्षाहीनं तु यत्स्थानं वर्जितं कवचेन तु ॥
तत्सर्वं रक्षमे देवि जयन्ती पापनाशिनी ॥३७॥

पदमेकं न गच्छे-तु यदीच्छेच्छुभमात्मनः ॥
कवचेनावृतो नित्यं यत्रयत्राधि गच्छति ॥३८॥
तत्रतत्रार्थलाभश्च विजयः सार्वकामिकः ॥
यं यं चिन्तयते कामं तं तं प्राप्नोति निश्चितम् ॥३९॥
परमैश्वर्यमतुलं प्राप्स्यते भूतले पुमान् ॥
निर्भयो जायते मर्त्यः संग्रामेष्वपराजितः ॥४०॥
त्रैलोक्ये तु भवेत्पूज्यः कवचेनावृतः पुमान् ॥
इदं तु देव्याः कवचं देवानामपि दुर्लभम् ॥४१॥
यः पठेत्प्रयतो नित्यं त्रिसन्ध्यं श्रद्धयान्वितः ॥
दैवीकला भवेत्तस्य त्रैलोक्येचापराजितः ॥४२॥
जीवेद्वर्षशतं साग्रमपमृत्युविवर्जितः ॥
नश्यन्ति व्याधयः सर्वे लूताविस्फोटकादयः ॥४३॥
स्थावरं जङ्गमं वापि कृत्रिमं चापि यद्विषम् ॥
आभिचाराणि सर्वाणि मन्त्रयन्त्राणि भूतले ॥४४॥
भूचराः खेचराश्चैव जलजाश्चोपदेशिकाः ॥
सहजाः कुलजा माला शाकिनी डाकिनी तथा ॥४५॥
अन्तरिक्षचरा घोरा डाकिन्यश्च महाबलाः ॥
ग्रहभूतपिशाचाश्च यक्षगन्धर्वराक्षसाः ॥४६॥
ब्रह्मराक्षसवेतालाः कूष्माण्डा भैरवादयः ॥
नश्यन्ति दर्शनात्तस्य कवचे हृदि संस्थिते ॥४७॥
मानोन्नतिर्भवेद्राज्ञस्तेजोवृद्धिकरं परम् ॥
यशसा वर्धते सोऽपि कीर्तिमण्डितभूतले ॥४८॥

जपेत्सप्तशतीं चण्डीं कृत्वा तु कवचं पुरा ॥
यावद्भूमण्डलं धत्ते सशैलवनकाननम् ॥४९॥
तावत्तिष्ठति मेदिन्यां सन्ततिः पुत्रपौत्रिकी ॥
देहांते परमं स्थानं यत्सुरैरपि दुर्लभम् ॥५०॥
प्राप्नोति पुरुषो नित्यं महामायाप्रसादतः ॥
इति श्रीवाराहपुराणे हरिहरब्रह्मविरचितं देव्याः कवचं समाप्तम्

——:※:——

## ॥ अथ अर्गला स्तोत्र प्रारंभः ॥

ॐ नमश्चण्डिकायै जयन्ती मङ्गला कृष्णा भद्रकाली कपालिनी ॥ दुर्गा क्षमा शिवा धात्री स्वाहा स्वधा नमोऽस्तु ते ॥१॥ मधुकैटभविद्रावि विधातृ वरदे नमः ॥ रूप देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥२॥ महिषासुरनिर्नाशविधात्रि वरदे नमः रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ ३ ॥

निशुम्भशुम्भनिर्नाशविधात्री वरदे नमः ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥४॥
वंदिताङ्घ्रियुगे देवि सर्वसौभाग्यदायिनी ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥५॥
अचिन्त्यरूपचरिते सर्वशत्रुविनाशिनी ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥६॥
नतेभ्यः सर्वदा भक्त्या चण्डिके दुरितापहे ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥७॥

स्तुवद्भयो भक्तिपूर्वं त्वां चण्डिके व्याधिनाशिनि
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥८॥
चण्डिके सततं ये त्वामर्चयन्तीह भक्तितः ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥९॥
देहि सौभाग्यमारोग्यं देहि देवि परं सुखम् ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥१०॥
विधेहि द्विषतां नाशं विधेहि बलमुच्चकैः ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥११॥
विधेहि देवि कल्याणं विधेहि विपुलांश्रियम् ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥१२॥
विद्यावन्तं यशस्वन्तं लक्ष्मीवन्तं जनं कुरु ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥१३॥
प्रचण्डदैत्यदर्पघ्ने चण्डिके प्रणताय मे ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥१४॥
चतुर्भुजे चतुर्वक्त्रे संस्तुते परमेश्वरी ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥१५॥
कृष्णेन संस्तुते देवि शश्वद्भक्त्या त्वमम्बिके ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥१६॥
हिमाचलसुतानाथसंस्तुते परमेश्वरि ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥१७॥
सुरासुरशिरोरत्ननिघृष्टचरणेऽम्बिके ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥१८॥

इन्द्राणीपतिसद्भावपूजिते परमेश्वरि ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥१९॥
देवि भक्तजनोद्दामदत्तानन्दोदयेऽम्बिके ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥२०॥
देवि प्रचण्डदोर्दण्डदैत्यदर्पविनाशिनि ॥
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥२१॥
पत्नीं मनोरमां देहि मनोवृत्तानुसारिणीम् ॥
तारिणीं दुर्गसंसारसागरस्य कुलोद्भवाम् ॥२२॥
इदं स्तोत्रं पठित्वा तु महास्तोत्रं पठेन्नरः ॥
स तु सप्तशतीसङ्ख्यावरमाप्नोति सम्पदाम् ॥२३॥

मार्कंडेयपुराणे अर्गलास्तोत्रं समाप्तम् ॥

——:※:——

## ॥ अथ कीलकस्तोत्र प्रारंभः ॥

ॐनमश्चण्डिकायै ॥ मार्कण्डेय उवाच ॥

विशुद्धज्ञानदेहाय त्रिवेदीदिव्यचक्षुषे ॥
श्रेयः प्राप्तिनिमि-ताय नमः सोमार्धधारिणे ॥ १ ॥
सर्वमेतद्विना यस्तु मन्त्राणामपि कीलकम् ॥
सोऽपि क्षेममवाप्नोति सततं जाप्यतत्परः ॥ २ ॥
सिद्ध्यन्त्युच्चाटनादीनि वस्तूनि सकलान्यपि ॥
एतेन स्तुवतां नित्यं स्तोत्र मात्रेण सिद्ध्यति ॥ ३ ॥
न मन्त्रो नौषधं तत्र न किञ्चिदपि विद्यते ॥
विना जाप्येन सिद्ध्येत सर्वमुच्चाटनादिकम् ॥ ४ ॥

समग्राण्यपि सिद्ध्यन्ति लोक शङ्काभिमां हरः ॥
कृत्वा नियन्त्रयामास सर्वमेवमिदं शुभम् ॥ ५ ॥
स्तोत्रं वै चण्डिकायास्तु तच्च गुह्यं चकार सः ॥
समाप्तिर्न च पुण्यस्य तां यथावन्नियन्त्रणाम् ॥ ६ ॥
सोऽपि क्षेममवाप्नोति सर्वमेव न संशयः ॥
कृष्णायां वा चतुर्दश्यामष्टम्यां वा समाहितः ॥ ७ ॥
ददाति प्रतिगृह्णाति नान्यथैषा प्रसीदति ॥
इत्थंरूपेण कीलेन महादेवेन कीलितम् ॥ ८ ॥
यो निष्कीलां विधायैनां नित्यं जपति सुस्फुटम् ॥
ससिद्धः सगणःसोपि गन्धर्वो जायते वने ॥ ९ ॥
न चैवाप्यटतस्तस्य भयं क्वापि हि जायते ॥
नापमृत्युवशं याति मृतो मोक्षमवाप्नुयात् ॥१०॥
ज्ञात्वा प्रारभ्य कुर्वीत ह्यकुर्वाणो विनश्यति ॥
ततो ज्ञात्वैव सम्पन्नमिदं प्रारभ्यते बुधैः ॥११॥
सौभाग्यादि च यत्किञ्चिद्दृश्यते ललनाजने ॥
तत्सर्वं तत्प्रसादेन तेन जाप्यमिदं शुभम् ॥१२॥
शनैस्तु जाप्यमानेऽस्मिन्स्तोत्रे सम्पत्तिरुच्चकैः ॥
भवत्येव समग्रापि ततः प्रारभ्यमेव तत् ॥१३॥
ऐश्वर्यं यत्प्रसादेन सौभाग्यारोग्य सम्पदः ॥
शत्रुहानिः परो मोक्षः स्तूयते सा न किं जनैः ॥१४॥

॥ इति भगवत्याः कीलकस्तोत्रं समाप्तम् ॥

૪

## આર્તિ

જય આદ્યા શક્તિ મા (૨) અખંડ બ્રહ્માંડ નિપાવ્યાં (૨)
પડવે પંડે થયાં જયો જયો મા જગદંબે.
દ્વિતીયા બે સ્વરૂપ, શિવશક્તિ જાણું મા (૨)
બ્રહ્મા ગણપતિ ગાય, હરિ ગાએ હર મા. જયો જયો૦
તૃતીયા ત્રણ સ્વરૂપ, ત્રિભુવનમાં બેઠાં મા (૨)
દયા થકી તરવેણી, ત્હમે તરવેણી મા. જયો જયો૦
ચોથ ચતુરા મહાલક્ષ્મી, આઈ સચરાચર વાપ્યાં મા (૨)
ચાર ભુજા ચોદિશા, પ્રકટયાં દક્ષિણમાં. જયો જયો૦
પંચમી પંચ ઋષિ, પંચમી ગુણ પદ્મા મા (૨)
પંચતત્વ ત્યાં સોહીએ, પંચે તત્વે મા. જયો જયો૦
ષષ્ઠી તું નારાયણી, મહિષાસુર માર્યો મા (૨)
નરનારીનાં રૂપે. વાપ્યાં સર્વે મા. જયો જયો૦
સપ્તમી સપ્ત પાતાળ, સંધ્યા સાવિત્રી મા (૨)
ગૌ ગંગા ગાયત્રી, ગૌરી ગીતા મા. જયો જયો૦
અષ્ટમી અષ્ટભુજા, આઈ આનંદા મા (૨)
સુર નર મુનિવર જન્મ્યા, દેવ દક્ષિણમાં. જયો જયો૦
નવમી નવકુળ નાગ, સેવે નવદુર્ગા મા (૨)
નવરાત્રિનાં પૂજન, શિવરાત્રિનાં અર્ચન,
કીધાં હર બ્રહ્મા. જયો જયો૦
દશમા દશ અવતાર, જય વિજયાદશમી (૨)
રામે રામ રમાડયા, રાવણ રોળ્યો મા. જયો જયો૦
એકાદશી અગીયારસ, કાત્યાયની કામા મા (૨)
કામદુર્ગા કાલીકા, શ્યામા ને રામા. જયો જયો૦

બારસે બાળારૂપ, બહુચરી અંબા મા (૨)
બટુક ભૈરવ સોહીએ, કાળ ભૈરવ સોહીએ,
ત્હારા છે તુજ મા. જયો જયો૦

તેરશે તુળજા રૂપ, ત્હમે તારિણી માતા મા (૨)
બ્રહ્મા, વિષ્ણુ, સદાશિવ, ગુણ ત્હારા ગાતા. જયો જયો૦

ચૌદશે ચૌદે રૂપ, ચંડી ચામુંડા મા (૨)
ભાવ ભકિત કાંઇ આપો, ચતુરાઇ કાંઇ આપો,
સિંહવાહિની માતા. જયો જયો૦

પૂર્ણિમે કુંભ ભર્યો, સાંભળજો કરૂણા મા (૨)
વસિષ્ઠ દેવ વખાણ્યા, માર્કંડ દેવ વખાણ્યા,
ગાઇ શુભ કવિતા. જયો જયો૦

સંવત્ સોળ સત્તાવન, સોળસેં બાવીસ મા (૨)
સંવત્ સોળમાં પ્રકટ્યાં, રેવાને તીરે,
ગંગાને તીરે. જયો જયો૦

તાંબાવતી નગરી આઇ, રૂપાવતી નગરી,
મા મંછાવતી નગરી,
સોળ સહસ્ર ત્યાં સોહીએ, ક્ષમા કરો ગૌરી,
દયા કરો ગૌરી. જયો જયો૦

શિવશક્તિની આર્તિ જે કોઇ ગાશે મા (૨)
ભણે શિવાનંદ સેવક, સુખ સંપત્તિ થાશે,
હર કૈલાસે જાશે, મા અંબા દુઃખ હરશે. જયો જયો૦

ભાવ ન જાણું, ભકિત ન જાણું, નવ જાણું સેવા મા (૨)
વલ્લભભટ્ટ ને રાખ્યો, ચરણે સુખ દેવા. જયો જયો૦



૫

## કર્પૂર-મંત્ર

कर्पूरगौरं करुणावतारं, संसारसारं भुजगेन्द्रहारम् ।
सदा वसन्तं हृदयारविन्दे, भवं भवानीसहितं नमामि ॥

—:ॐ:—

૬

## મન્ત્રપુષ્પાંજલિ મંત્ર

ॐ यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्म्माणि प्रथमान्यासन् । ते हनाकम्महिमानः । सचन्त यत्र पूर्व्वे साध्याः सन्ति देवाः । ॐ राजाधिराजाय प्रसह्य साहिने । नमो वयं वैश्रवणाय कुर्महे । स मे कामान्कामकामाय मह्यम् । कामेश्वरो वैश्रवणो ददातु । कुबेराय वैश्रवणाय । महाराजाय नमः । ॐ स्वस्ति साम्राज्यं भौज्यं स्वाराज्यं वैराज्यं पारमेष्ठ्य राज्यं माहाराज्यमाधिपत्यमयं समन्तपर्यायी स्यात्सार्वभौमः सार्वायुष आन्तादापरार्धात् । पृथिव्यै समुद्रपर्यन्ताया एकराडिति तदप्येष श्लोकोऽभिगीतो मरुतः परिवेष्टारो मरुत्तस्यावसन् गृहे । आविक्षितस्य कामप्रेर्विश्वेदेवाः सभासद इति ॥

卐

# સ્તુતિનાં સ્તવન

૧

## ગણપતિ–આરાધના

( રાગ–સારંગ )

દુંદાળા દેવ! વિઘ્નહરણ લંબોદર નામ ત્હમારૂં,
સહુ કરતા સેવ, સિદ્ધિ બુદ્ધિનો સ્વામી હ્રદયે ધારૂં. (ટેક)
ગજમુખ! સન્મુખ થાઓ સ્વામી
ત્હારૂં રૂપ દીસે ન મળે ખામી
દુઃખડાં કાપો અંતરયામી. –દુંદાળા૦ ૧
ગણપતિ! ઉમીયા ત્હારી માતા
હરિ, હર બ્રહ્મા શુભ ગુણ ગાતા
પ્રભુ! સિદ્ધિ બુદ્ધિના સુખદાતા. –દુંદાળા૦ ૨
ત્હારે મુખ સીંદુર દીસે રાતું
લાડુ લઈ સુંઢ વડે ખાતું
ત્હારૂં રૂપ દીસે અતિ રંગ રાતું –દુંદાળા૦ ૩
ત્હારે સિદ્ધિ બુદ્ધિ બે નાર સહી
ત્હારે લક્ષ લાભ બે પુત્ર સહી
તું પૂજાએ સહુ પહેલો થઈ. –દુંદાળા૦ ૪
તું ચતુર્ભુજ શિવનો લાલા
કર કમંડલ, પરશુ, ભાલા
કોટે સર્પતણી શોભે માલા. –દુંદાળા૦ ૫
ત્હને મૂષક વાહન અતિ વહાલું
મોદકનું પ્રાશન કરનારૂં
બહુ ચપલ ગતિએ ચાલનારૂં. –દુંદાળા૦ ૬

ત્હારે માથે મુકુટ હીરા ઝળકે
કાને કુંડળ ને ચુનીઓ ચળકે
ત્હારે મકરચન્દ્ર લલાટ ચળકે. -દુંદાળા૦ ૭
ગણપત સેવક કાલો ત્હારો
ત્હારા-હ્રદય કમલમાં બહુ વ્હાલો
ત્હને વન્દું ભવદુઃખને ટાળો. દુંદાળા૦ ૮

---

૨
( રાગ-કાફી )

સ્મરૂં સદા ભરપૂર, સુખની આપો ઘડી મા (ટેક)
આરાસુરમાં મા અંબા બીરાજે,
મલપતી આવે મોરી માત, વાહન વાઘે ચ્હડી મા-સ્મરૂં૦ ૧
ઝગમગ જ્યોત જડાવની ઝળકે,
કોટિ શશિનું તેજ, મણિ મુકતાએ જડી મા-સ્મરૂં૦ ૨
તુજ મુખ જોવા મ્હારૂં મન હરખે,
જેસો ચન્દ્રચકોર, જોવાની ટેવ પડી મા-સ્મરૂં૦ ૩
ભટ્ટ વલ્લભ સુલભ કરી વિનવે,
માજી છો હાજરા હજુર (બુદ્ધિ આપોને ભરપૂર,)
ગાજો છો ગોખ ચ્હડી મા-સ્મરૂં૦ ૪

---

૩
( રાગ-ઉપરનો )

અમ ઘેર આવોને આજ, વાણીરે ત્હારી પ્રેમે વદું મા. (ટેક)
આરાસુરમાં સુરપતિ બેઠી,
ચુંવાળ બહુચર માત, સિંહ કુકકુટ ચડી મા. -અમ૦ ૧
પાવામાં પાદશાહી બીરાજો,
દક્ષિણમાં તુલજાય, વારે વ્હેલી વળી વળી મા. -અમ૦ ૨

કરૂણા કરી મા કષ્ટજ કાપ્યાં,
દેવોની રાખી લાજ, અસુરોને રણમાં રોળી. —અમ૦ ૩
નમી અંબાને લાલજ વિનવે,
સહુને કરજો સહાય, ગાએ દાસ ચરણે પડી મા. —અમ૦ ૪

૪

( રાગ—ઉપરનો )

અંબા જોયાની આડીરે, નિરખું મોરી માડી. (ટેક)
સોળ શણગાર સજી આઇ બેઠાં, ચરણાં ચોળી ને સાડીરે. નિ૦૧
પાધર ચાચર વાસીને બેઠાં, મ્હોલે ઘુમે છે ઢાડીરે. નિ૦ ૨
સંસારરૂપી વૃક્ષ બનાવ્યું, ત્હેને ફળ ફુલ થઇ વાડીરે. નિ૦ ૩
દેશ દેશના મા સંઘવી આવે, હીંડે બેસે ઘોડે ગાડીરે. નિ૦ ૪
તેત્રીસ ક્રોડ દેવને દૈત્ય દમતા, ત્હેને નાખ્યા ત્હમે વાઢીરે. નિ૦ ૫
ગાંડો ઘેલો થઇ પાવલે લાગું, રખેને દેતાં કહાડીરે. નિ૦ ૬
શિવશકિત જેણે શ્રવણે ન સુણ્યાં, ત્હેનાં તે કર્મમાં ટાઢારે. નિ૦૭
કહે હરગોવિંદ બેઉ કર જોડી, દર્શન ઘો દા'ડી દા'ડીરે. નિ૦૮

૫

( રાગ—ઉપરનો )

અંબા જોયાના કોડરે, મ્હારૂં મન મોહ્યું (ટેક)
ગણપતિ ભૈરવ આગેરે સોહીએ, ઉભા છે કર જોડરે. મ્હા૦ ૧
નિશાન વાગે નવાં નવાંરે, શરણાઇઓના શોરરે. મ્હા૦ ૨
નૂપુર વાજે ને વીછુવા ગાજે, ઘુઘરીઓ ઘમઘોરરે. મ્હા૦ ૩
અંબા કેરે આંગણીએરે, ચાંપલીયાનો છોડરે. મ્હા૦ ૪
કોટેશ્વરજી દર્શન આપો, પૂરો તે મનના કોડરે. મ્હા૦ ૫
વલ્લભ ધોળો વિનતિ કરે છે, ભવનાં બંધન છોડરે. મ્હા૦ ૬

૬

(ગરૂડે ચ્હડી આવજો ગિરિધારી-એ રાગ)

વધામણું મોકલો મા અંબાને. (ટેક)

આજ ચાલો આરાસુર જઇએ, અંબા શરણ અભય પદ લઇએ,
માના પારામાં જઇને રહીએ. -વધામણું૦ ૧

દાંતાભૂપ મહારાજાધિરાજ, સાથે કુટુંબ સહિત સમાજ,
આવે વાર્ષિક મહોત્સવ કાજ. -વધામણું૦ ૨

આસો અષ્ટમીનો દિન આજ, યજ્ઞ અર્થે પૂરી સર્વ સાજ,
અંબા પૂજન કરે શ્રીમહારાજ. -વધામણું ૩

કુમકુમ અક્ષત પુષ્પે વધાવી અત્તર અબીર ગુલાલ ચ્હડાવી,
વિધવિધ થાળ સામગ્રી ધરાવી. -વધામણું૦ ૪

સન્મુખ રાજ સ્થાનકે બીરાજે, સ્વાહા શબ્દ વિપ્રધ્વનિ ગાજે,
ત્યાં વાજીંત્ર અલૌકિક વાજે. -વધામણું૦ ૫

આ સમયે આનંદ બહુ થાય, નારીવૃન્દ મંગળ ગીત ગાય.
અંબા માજી રાણાજીને સહાય. -વધામણું૦ ૬

સવાસો મણ સુખડી થાય, ત્હેનો ગણપતિ કુંડ ભરાય,
અંબા આજ્ઞા થયાથી લુંટાય. -વધામણું૦ ૭

પરમેશ્વરી પરમ દયાળી, ભક્તવત્સલ દીનદયાળી,
કરૂણાદૃષ્ટિ કરો રંક ભાળી. -વધામણું૦ ૮

દેવ સર્વે આવે માને પારે, આનંદોત્સવ નિરખવા ધારે.
કર જોડી ઉભા રહે દ્વારે. -વધામણું૦ ૯

દાસ છોટમ માજી ત્હમારો, શ્રીસ્થળ માંહે નિવાસ અમારો,
ભાવભક્તિ આપી ભવ તારો. -વધામણું૦ ૧૦

જે કોઈ ભાવ ધરીનેરે ગાશે, મૈયા તુરત પ્રસન્નજ થાશે,
મનવાંછિત પૂરશે આશ. -વધામણું૦ ૧૧

૭

( રાગ–ઉપરનો )

સિંહે ચ્હડી આવજો અલબેલી. (ટેક)
આવી વરસાવો આનંદહેલી. સિંહે૦
ઈન્દ્ર બ્રહ્મા હરિહર વિધાતા, સર્વે દૈત્યોના ભયથી સંતાતા,
મેરૂશિખરે ચ્હડી ગુણ ગાતા. સિંહે૦ ૧
"મૈયા આશરો અમને ત્હમારો, આપ્યું અભયવચન તે સંભારો
દુષ્ટ દૈત્યોના ભયથી ઉગારો. સિંહે૦ ૨
"મહિષાસુરે બહુ અઘટિત કીધું, સ્વર્ગે આવી ઈન્દ્રાસન લીધું,
સુરસ્થાન સર્વ ભ્રષ્ટ કીધું. સિંહે૦ ૩
"સામે લડતાં અમે સર્વ હાર્યા, ખોળી ખોળી દેવ દુષ્ટે માર્યા,
મૂકી નાઠા વ્હાલાંને વિસાર્યા. સિંહે૦ ૪
"રક્તબીજનું રૂધિર બળવન્ત, ત્હેના પ્રકટે છે દૈત્ય અનંત,
એનો કોણ આણી શકે અન્ત? સિંહે૦ ૫
"જયાં જઈએ ત્યાં અસુરના મુકામ, સંતાવાને જડે નહિ ઠામ,
અમે હારી બેઠા સઘળી હામ. સિંહે૦ ૬
દેવ-સ્તુતિ સુણી ઉર દેવી, શર્દ પ્રકટ જ્યોતિર્બિંબ જેવી,
ત્યાં તો દેવે સર્વે મળી સેવી. સિંહે૦ ૭
નિરખી અંબાને સહુ હરખાયા, દેવતાનાં હૃદય ઉભરાયાં,
સ્તુતિપાઠ ભણે સુરરાયા. સિંહે૦ ૮
વધાં ગંભિર વાણી મહમાય "સર્વ દૈત્યો હણું જઈ ત્યાંય,
થાઓ નિર્ભય સહુ દેવતાય." સિંહે૦ ૯
શકિતસાંગ, ત્રિશૂલ ને ગદાય, ધર્યાં આયુધ સહસ્ર ભુજાય,
ચાલ્યાં દૈત્યોને હણવાને ત્યાંય. સિંહે૦ ૧૦



ૈત્ય સૈન્યનો કીધો સંહાર, પ્રકટે મહિષને અગ્નિ અપાર,
જાણે હમણાં થાશે પ્રલયકાળ. સિંહે૦ ૧૧
ધાર્યું મહાકાળીરૂપ પ્રચંડ, રક્તબીજના કરવાને ખંડ,
માર્યા મહિષ અને ચંડ મુંડ. સિંહે૦ ૧૨
બોળી બોળી દૈત્ય હણવા લાગ્યાં, સર્વ સુરોનાં સંકટ ભાગ્યાં,
સર્વે દેવ દુદુંભિ વાગ્યાં. સિંહે૦ ૧૩
બ્રહ્મા, હરિ, હર બહુ હર્ષ પામી, રહ્યા સહુ સહુ ને વિરામી,
શ્વેતાચલ વસ્યાં શક્તિ બહુનામી. સિંહે૦ ૧૪
પુણ્યક્ષેત્ર સરિતાને તીર, વહે સરસ્વતી નિર્મલ નીર,
રમ્ય ઉપવન યૂથ ગંભીર. સિંહે૦ ૧૪
જગદંબ વસ્યાં સુખદંબ, આવે નિત્ય મળી સુરવૃન્દ,
પામે પૂજન પરમ આનંદ. સિંહે૦ ૧૫
હારી ભક્તિથી ભય સહુ જાય, નવે નિધિ રિદ્ધિ સિદ્ધિ થાય,
શિવ નામી છોટમ ગુણ ગાય. સિંહે૦ ૧૬

—— :o: ——

૯

( રાગ–ઉપરનો )

પૂજન વિધિ માનજો મહંમાયા (ટેક)
સ્વર્ગ. મધ્ય, પાતાળ વખાણું, એ સર્વે હું મામય જાણું,
એવી પૂજા સમર્પી સુખ માણું. પૂજન-૧
પ્રેમ પાત્રમાં જળ ભરી આવું, હેતે હરસિદ્ધિ ન્હવરાવું,
મ્હારૂં ચિત્તચંદન હું અહડાવું. પૂજન-૨
સૂર્ય ચન્દ્ર બે કુંડલ કર્ણે, નૂપુર વિજળી ચમકે ચરણે,
તેજ વિશ્વમાં આપ આભરણે. પૂજન-૩
વાણી બોલું હું ખોટી સારી, જપ માની લ્યો મૈયા મ્હારી,
મ્હને દાસ પોતાનો ધારી. પૂજન-૪

આડા અવળા કરજે ફરશે, મુદ્રાન્યાસ ઠેકાણે ઠરશે,
માની મરજી હશે તે પ્રાણી તરશે. પૂજન-૫
રાત દિવસ હું જ્યાં ફરી આવું, પ્રદક્ષિણા એવી કરી આવું,
મેં તો તીર્થ કર્યું એવું જાણું. પૂજન-૬
આત્મા અગ્નિ, મનનો શર્વો, ધર્મ અધર્મ સાકલ્યે ભરવો,
મ્હારે ખાવું તે હોમ માનો કરવો. પૂજન-૭
પ્રણામ પોઢયાને ઠેકાણે, દંડવત્ માનો તે ટાણે,
એવી પૂજા જવલ્યે કોઈ જાણે. પૂજન-૮
ધનવન્તરનો ધર્મ સાંભળવા, કામધેનુ થઈ આવ્યાં ફળવા,
મ્હારા મનના મનોરથ મળવા. પૂજન-૯

૧૦

(રાગ—વૈદર્ભી વનમાં વલવલે)

વિનતિ સુણોને અંબે માવડી, મૈયા દીનદયાળ. (ટેક)
અપરાધ માફ કરો માહરો, ગણી પોતાનો બાળ.—વિ૦ ૧
સંસાર રૂપી સમુદ્રમાં, હું તો ગોથાંરે ખાઉં,
તુજ નામ રૂપી નાવ આશરો, આજ તરી પાર જાઉં.—વિ૦ ૨
ત્હારે આધારે હરૂં, ફરૂં, ત્હારે આધારે બોલું બોલ,
ત્હારે આધારે ભગવતી, મ્હારો જગમાંહી તોલ.—વિ૦ ૩
કૃપા કરોને પરમેશ્વરી, દયા કરોને દાતાર,
બાનાની પત રાખજો, ભકત તણાં પ્રતિપાળ.—વિ૦ ૪
શરણે ત્હમારે મા આવીયા, નોંધારાની આધાર,
આ બાળક ત્હારે શરણ છે, સદા લેજો સંભાળ.—વિ૦ ૫

૧૧

( રાગ-ઠુમરી )

જાગો મા જાગોરે, જગત જનની. (ટેક)
થયો મા પ્રાતઃકાળ, બુદ્ધિ કરવા વિશાલ,
સ્મરે આ સેવક બાળ, હૈયે હરખી મા હાલરે, જ-૧
આદ્ય નિરંજની, ભવ ભય ભંજની, રંજની અંજની દેવી,
મોહે કર અંજન, દુઃખ સબ ભંજન,
રાત દિન રંજન, સમરૂં ભવાની. જાગો-૨
અસુર સંહારિણી, ભવજલ તારિણી, રૂદ્રાણી વર દૈયા,
દેવ બ્રહ્માદિક નારદ, સનકાદિક જન્મ્યા જન માડી,
કૃપા જ્યાં થવાનીરે. જ-૩
મહાકાલિ, મહાલક્ષ્મી, સરસ્વતી, અંબા બહુચર બૈયા,
દીન શરણુ આયે, પરમ સુખ પાવે,
ધીરજ ગુણ ગાએ, દયાળુ બાળાશ્રી. જાગો-૬

——**——

૧૨

( રાગ-પ્રભાત )

આજ અતિ આનંદ થકી હું અંબા ગુણ ગાઉં (ટેક)
અંબા ગુણ ગાઉંરે. આરાસુરીના ગુણ ગાઉં,
માનસિક પૂજન કરી મ્હારે પવિત્ર થાવું. -આજ૦ ૧
અરૂણ ઉદય વેળાએ મેં, ધ્યાન હૃદયે સ્થાપ્યું,
સૂર્ય કિરણ નીકળતાં માએ દર્શન આપ્યું. -આજ૦ ૨
રૂપ રસાળું જોયું ત્હેનાં વર્ણન શાં કરીએ,
સ્વસ્થ ચિત્તથી ક્ષણભર માનું, ધ્યાન હૃદયે ધરીએ-આજ૦૩
અતિ મણિમય મુકુટ માથે, ઝળકે છે ભારી,
આઈનું વર્ણન કરી શકું એ બુદ્ધિ નથી મ્હારી.-આજ૦ ૪

પૃથ્વી રૂપી સહુ શુભ ચંદન, અર્ચું છું આઈને,
આકાશ—વનસ્પતિનાં પુષ્પો, અર્પું આઇને. —આજ૦ ૫
અગ્નિ સર્વનો દીવો માને, જ્યોતિ થઈ સારી,
વાયુ સર્વ મળીને માને, ધુપ કીધો ભારી. —આજ૦ ૬
અમૃત રૂપી નૈવેદ્ય રૂડું, આરોગો માડી,
અલંકાર સહુ શુભ ધારી, દર્શન દ્યોને દા'ડી. —આજ૦ ૭
શિવ વિરંચી ને વિષ્ણુ સરખા, સેવ કરે ત્હારી,
પૂજા પામર સેવકની, માની લ્યો માડી. —આજ૦ ૮
બાળા ત્રિપુરા સુંદર બાઇ, હૃદય રહો મ્હારે,
કૃપા કરીને આપો મુજને, પુરૂષાર્થ ચારે. —આજ૦ ૯
અવર કયાં અથડાઉં આઈ, સાચો છે પારો,
ભક્તહૃદય નિવાસ કરીને, કારજ સહુ સારો. —આજ૦ ૧૦
અતિ કૃપારૂપ આઈનાં દર્શન, મનમાં જે ધારે,
અવની માંહી એવા પુરૂષોથી, રહો સ્નેહ મ્હારે.-આજ૦ ૧૧

૧૩

( રાગ—પ્રભાતીયાનો )

શ્રેષ્ઠ તું સર્વદા, જ્યેષ્ટ તું સર્વદા,
પ્રથમ તું અંબિકા આદ્યદેવી;
શિવ, વિરંચી ને વિષ્ણુ પેદા કર્યા,
માત સરસ્વતી નિત્ય સેવી. —શ્રેષ્ઠ૦ ૧

ચાર ભુવન વિષે વાસ વારાહીનો,
વિકટ તેં કામ તો બહુજ કીધાં;
દાનવો દુષ્ટને દમન કીધા ઘણા,
દેવનાં દુઃખ દારિદ્ર લીધાં. —શ્રેષ્ઠ૦ ૨

ઇચ્છાથી અર્બુદા અકળ ઉત્પન્ન થઇ,
કાલિનો પાર નવ કોઇ પામ્યા;
પરાક્રમ તાહરાં પ્રૌઢ મા જોઇને,
સન્મુખ દેવોએ શિષ નામ્યાં. -શ્રેષ્ઠ૦ ૩

ભક્તિ તું મુક્તિ તું શક્તિ તું સર્વમાં,
વિદ્યા ને વૃધ્ધિ તું વ્યાપ્ત માજી;
દર્શન તાહરાં દુર્લભ દેવને,
નમી નમી નિત્ય હું થાઉં રાજી. -શ્રેષ્ઠ૦ ૪

મધુકૈટભ મા પ્રથમ તેં મારીઓ,
મહિષાસુર રકતબીજ રોળ્યા;
શુંભ, નિશુંભ, ધુમ્રલોચન વળી,
ચંડ ને મુંડ ચપટીએ ચોળ્યા. -શ્રે૦ ૫

એવા અસુર તેં અનેક સંહારીઆ,
સહસ્ત્રભુજાને સહુ દેવ નમતા;
કરૂણાશંકર કહે આપ કૃપા થકી,
કોટિ ત્રિવિધ સંતાપ શમતા. -શ્રેષ્ઠ૦ ૫



૧૪

(રાગ–મીશ્ર આશાવરી)

પ્રીતે ચાલો સહુ આવાર, માના દર્શન માટે.
માજીના જુઓને શણગારરે,
આવારરે (૨) આવાર માના દર્શન માટે. પ્રીતે ૧
નિત નિત નિત, આ નવે નવે રંગે, નિરખું અંબામાને ઉમંગે,
હસીયાં રસીયાં દીલમાં વસીયાં; સાર રે,
આવારરે (૨) આવાર માના દર્શન માટે. પ્રીતે ૨

૧૫

( રાગ—સરકાર રજા દીજીએ જામીનગાર હું )

સુનીએ ઓ માત મેરી (૨) અરજ ઘડી ઘડી, (ટેક)
દેદારકા મેં પ્યાસી હું મેં, ફીરૂં ગલી ગલી. સુનીએ-૧
ગુન્હેગાર હું મેં તેરા, મેરા કયા હવાલ હય,
સુનીએ ઓ મૈયા મેરા, એહી સવાલ હય. સુનીએ-૨
આ જીવન બંદા ત્હેરા, બડા ફંદમેં પડા,
આયા હું જો મૈયા, પાસ પોકારૂં ખડા. સુનીએ-૩
દર્શનકું આયા મૈયા, દેખ લીજીએ,
હજરત જો બંદી મૈયા, તસ્લીમ કીજીએ. સુનીએ-૪
કયા કહું જો દીલકી બાત, મ્હોંસે બોલકે,
રોશન હય સબ આપકુ, મા મોંસે બોલકે. સુનીએ-૫
કંગાલ હું મેં તેરા મૈયા, જરા મહેર કીજીએ,
માત મુનીદાસકે શિર, હાથ દીજીએ. સુનીએ-૬

•———•

૧૬

( રાગ—ઉપરનો )

જપું છું અંબે જાપમાં, મ્હને કાંઈ બતાવોરે. (ટેક)
કાંઇ બતાવોરે માજી મ્હને (૨) જપું છું૦
ચિંતા બડી હય ડાકિની, કંઈ કાલ વીતી જાય,
મેલ મમત તું માનવી, કાળ સહુને ખાય.
નાદાન છું, હેવાન છું, મ્હને ના સતાવોરે,
ભુલી ભાન, હું અજ્ઞાન છું, મ્હને કાંઇ બતાવોરે. જપું છું૦

૧૭

( રાગ—મીશ્ર )

આવો મિત્રો આવો માને મોતીડે વધાવો.
મોતીડે વધાવો માને ફુલડે વધાવો. આવો૦ (ટેક)

કલ્પતરૂ યશવતી જગજનની મા
મનવાંછિત જય વિજયજ થાઓ
વિજય જય થાઓરે (૨) આવો૦ ૧
અલ્પમતિ જગ ઈચ્છું હું લંઘવા મા
મનવાંછિત જય વિજય અપાવો
વિજય અપાવોરે (૨) આવો૦ ૨
કુમકુમ, ચંદન, કેસર, ગજરા મા
ધુપ. દીપ, નૈવેદ્ય ધરાવો
નૈવેદ્ય ધરાવોરે (૨) આવો૦ ૩
અંબા માજીની, આર્તિ કરીએ મા
સૌ મિત્રો મળી આજ મંગળજ ગાઓ
મંગળજ ગાઓ રે (૨) આવો૦ ૪

૧૮

(રાગ-સૌનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ)

કરીએ પ્રીતે પ્રણામ, કૃપાળુ અંબે! કરીએ પ્રીતે પ્રણામ (ટેક)
હૃદય વિષે મા, વાસ વસો મા
કરીએ ભક્તિનું કામ, કૃપાળુ અંબે (૨) કરીએ૦ ૧
દશે દિશાએ, આપ વસો મા
નહિ ખાલી કોઇ ઠામ, કૃપાળુ અંબે (૨) કરીએ૦ ૨
સિંહે સ્વારી, શોભે સારી મા
ફોડો અસુરોનો ઠામ, કૃપાળુ અંબે (૨) કરીએ૦ ૩
કર જોડીને, કરીએ વિનતિ મા
પૂર્ણ કરો વાંછિત કામ, દયાળુ અંબે (૨) કરીએ૦ ૪
દાસ તણા મા, દાસ કહે છે મા
પુત્રો ત્હારા છે તમામ, દયાળુ અંબે (૨) કરીએ૦ ૫

# સંગીતાવલિ.

૧ (ચાલ ધીમી)

૧

(રાગ—માઢ)

નારાયણી નમીએ આજ નેહથી, ચાચર રમીએ આજ
નેહથી; શ્રી મન ગમીએ આજ નેહથી, (ટેક)
વૈષ્ણવી વિનતિ કરીએ આજ, મનવાંછિત વર વરીએ-ના૦
જય જય શબ્દ ઉચરીએ આજ, ધ્યાન હૃદયમાં ધરીએ-ના૦
ત્રિશૂલાધાર-સિંહસવાર,
વિશ્વ સકળને તુજ આધાર, તુજ આધાર (૨)
સ્તવન કરે છે વારંવાર, અજ, વિષ્ણુ, ત્રિપુરાર-ના૦
અચળ, અકામ-અવિચલ ધામ,
શ્રી જગજનની જાણી નામ, જાણી નામ (૨)
અભય અચલ પદરજ નિષ્કામ, વ્યાપક અંતરયામ-ના૦
શ્વેતાચલ શુભ સુખ વિશ્રામ, જન મન પૂર્ણ કામ-ના૦
છો સુખકંદ-જય જગદંબ!
સુખ. સંપત્તિ, સંતતિની દાતા, નિત્યાનંદ (૨)
ગુણનિધિ ગરબે ગાતાં છંદ, ઉર ઉપજે આનંદ-ના૦
ચરણકમલ પદરજ મકરંદ, ચિંતવે ચિત્તમાં ચંદ-ના૦
ચાચર રમીએ આજ નેહથી.

•———•

૨

(મહેતાજીરે શું મહી મૂલ બતાવું-એ રાહ)

અલબેલીરે! આદ્ય ભવાની માતા,
આઈ! અભયવરની દાતા. (ટેક)

ઘટઘટમાં રે, વ્યાપી રહી વિખ્યાતા,
જનની! છો જગતની જાતા.
ભક્તોનાં સંકટ કાપોરે,
ૠ મનવાંછિત ફલને આપોરે,
પોતાનો કરી સ્થાપોરે,
બીરદાળીરે! દાસને કર સુખ શાતા. આઈ૦ ૧
મહાદેવી રે! મુખ જોવા મન થાયે,
ઘો દર્શન વંન્દુ પાયે,
છો અકળિત રે! મહેશ્વરી મહંમાય,
બ્રહ્માદિકથી ન કળાય,
ૠ મા કરૂણા દૃષ્ટિ કરને રે,
બુડંતાં બાંવડી ધરને રે,
દુઃખીયાનું દળદર દળનેરે,
ત્રિપુરામ્બા રે, ગિરિધારી ગુણ ગાતા. આઈ૦ ૨

•——•

૩

(રાગ–ઉપરનો)

જગજનની રે! મૈયા ગવ્હરવાળી,
દુઃખ સંકટ નાખો ટાળી. [ટેક]
મા વસીયાં રે! આરાસુર મતવાલી,
ઘટ ઘટ વ્યાપક બીરદાળી.
ૠ જગદંબા છો સુખદાતારે,
ત્હને વન્દે વેદ વિધાતારે,
વિધિ, હરિહર તુજ ગુણ ગાતારે,
યુગમાતારે! દળિદર હરણ દયાળી. દુઃખ૦ ૧
મહંમાયારે! ગહન ગતિ તુજ ન્યારી,
ત્હેં માયા જગ વિસ્તારી,

માંહી ફસીયારે, યોગી મુની તપધારી,
સન્યાસી, ઘરસંસારી.
બુડતાં તારો ભવમાંથીરે,
ૐ ઉગારો દુઃખ દવમાંથીરે,
કોઇને ઘો હુકમ નવમાંથીરે,
આવીનેરે, દે સહુ પાપ પ્રજાળી. દુઃખ૦ ૨
અદ્‌ભુત છેરે, ભગવતી અતિ કૃતિ ત્હારી,
મા ત્રિપુરા! તુજ બલીહારી.
ત્યો અંબારે! ઉરમાં વિનતિ મ્હારી,
તુજ નામ સદા સુખકારી.
બાળક જાણી મા તારોરે,
ૐ અપરાધ ક્ષમા કરી મ્હારોરે,
કરૂણાનિધિ કષ્ટ નિવારોરે,
ઉગારોરે, સેવકજન પ્રતિપાળી. દુઃખ૦ ૩

•———•

૪

( રાગ–દાદરો )

નમી પાયે પડું છબીલી છેલડી રે, [ટેક]
તું બ્રહ્માણી, તું રૂદ્રાણી, તુંહી એક અંબે મા. પાયે૦
બ્રહ્મા, વિષ્ણુ, શિવ, શેષ, આદિ સેવતારે,
નારદ વીણારે (૨) ધરીને ગુણ ગાય અંબે મા. પાયે૦ ૧
મારી શુંભ ને નિશુંભ રણે રોળીયારે,
ત્હમે કીધાં (૨) ઘણા ભક્તો કેરાં કાજ અંબે મા. પાયે૦ ૨
યુગો યુગ ત્હમે જગતમાં છો જાણીતાં રે,
ચંદ આવી (૨) પારે ધરે માનું ધ્યાન અંબે મા. પાયે૦ ૩

૫

( પુનમ ચાંદની-એ રાહ )

શોભે આરાસુર ચોક બહુ રળીયામણો રે,
વસીયાં જગત્ જનની ત્રિપુરા શ્રીમહંમાય,
ચાલો હળીમળી સર્વે જગદંબાને પૂજવારે, (ટેક)
ગાઓ ગરબા સર્વે ઉલટ ધરી મન માંહ્ય. -ચાલો૦ ૧

સાખી

સિંહાસન પર શોભતાં, ભગવતી જગ કીરતાર;
અલંકાર બહુ ઓપતા, ધર્યા સોળ શણગાર.
સ્હામે શંભુ, વામે વારાહી બીરાજતાં રે,
વસતા આસપાસમાં ભૈરવ, બટુક, ગણેશ. -ચાલો૦ ૨

સાખી

ક્ષણભંગુર આ દેહ છે, ત્હેનો નહિ વિશ્વાસ;
પળમાંહી તે ડગમગે, રહે મનમાં સહુ આશ.
જે છે સર્વ જગતનો તત્વ-સાર તે શોધીને રે,
જાતો સ્હમજી લેવો અમૂલ્ય સમયનો લ્હાવ. -ચાલો૦ ૩

સાખી

માયા જગ જંજાળમાં. વીંટાયા સહુ લોક;
જુઠું છે તે જાણીએ, અંતે સઘળું ફોક.
એવું સ્હમજી સેવા-સ્મરણ કરીએ ભાવથીરે,
રાખી ટેક ભજનમાં તરીએ ભવજલ પાર. -ચાલો૦ ૪

સાખી

શિવ, વિષ્ણુ, વિધિ દેવ સૌ, ભજતા નિત્યે નામ;
આદ્યશકિત નારાયણી, આપે વાંછિત કામ.
નમી નમી નામ નિરન્તર, મુખથી સર્વે ઉચરોરે
નિત્યે નિયમ ધરીને જય જય અંબે માત. -ચાલો૦ ૫

૬

( ચોકને આંગણે ચાંદનીરે—એ ગાલ )

મેરૂશિખરની ઉપરેરે, મળી દેવતા તમામ (૨) તમામરે,
આવ્યા અંબાને મનાવવા. (ટેક)
ધરતા માજીનું ધ્યાન, ધરતા અંબિકાનું ધ્યાન, ધ્યાનરે,
આવ્યા અંબાને મનાવવા. મેરૂ૦ ૧
(સાખી) "આ વેળાએ માવડી! આવ્યું અમને દુઃખ;
"દૈત્યોના મહા ભય થકી. ઉગારી કરો સુખ.
"માટે આવો અલબેલડીરે, કરીએ અમોને સ્હાય (૨) સ્હાયરે
"વ્હેલાં ભવાની મા આવજો;
"નહિતર જીવડો અમ જાય, (૨) જાયરે,
"વ્હેલાં ભવાની મા આવજો. મેરૂ૦ ૨
(સાખી) "મહીષાસુરે સ્વર્ગમાં, આવી લીધું ઇન્દ્રાસન;
"સુરસ્થાન ભ્રષ્ટજ કરી, કર્યાં સહુને પતન.
"સ્હામે લડતાં અમે હારીયારે, અમનેમાર્યો બહુ માર(૨)મારરે
"મુકી નાઠા અમે ત્યાં થકી;
"આવી કરીએ મા પોકાર (૨) પોકારરે,
"અરજી અમારી ઉરે ધરો. મેરૂ૦ ૩
(સાખી) "રક્તબીજને મારતાં, પ્રકટે દૈત્ય અનન્ત;
"હવે કૃપા કરો માવડી, આવી આણો અન્ત.
"નહિ તો અમારી શી વલે થશે રે, સત્ય કહીએ છીએ
માત (૨) માતરે.
"વ્હેલાં દયાળુ મા આવજો.
"નહિ તો ન રહે અમ જાત (૨) જાતરે,
"વ્હેલાં અલબેલી મા આવજો." મેરૂ૦ ૪

વિનતિ સુણીને સિંહે ચ્હડી આવીયાં રે,
આવીને દેવોનાં દુઃખડાં મા ટાળીયાં રે. વિનતિ૦
એવાં દયાળુ ભગવતી બાઇ, સુરો સર્વ ગયા હરખાઈ૦ વિ૦ ૫
(સાખી) આવીને અલબેલડી, બોલ્યાં પોતે વચન;
"નિર્ભય થઇ રહો સહુ, હવે આણું એમનો અન્ત."
માર્યો તે મહીષાસુરનેરે, માર્યા ચંડ અને મુંડ (૨) મુંડરે,
ખોળીને દૈત્યોને મારીયા,
એવી રીતે આણ્યો અન્ત (૨) અન્તરે,
મનમાં દેવો સહુ હરખીયા. મેરૂ૦ ૬
(સાખી) બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર ને, ઇન્દ્રાદિક સહુ દેવ;
સર્વેએ પૂજા કરી, સ્થાન ગયા તતખેવ.
એવું ચરિત્ર મહંમાયનુંરે. સુણો નર અને નાર (૨) નારરે,
કળિયુગ માંહે પ્રત્યક્ષ છે,
દાસ કહે વારંવાર (૨) વારરે,
સ્હાય કરોને માત અંબિકા. મેરૂ૦ ૭

* —— *

૭

(શું નટવર વસંત થેઇ થેઇ નાચી રહ્યો–એ રાહ)

શું મનહર સુશબ્દ ગગન ગાજી રહ્યો, [ટેક]
ગાજી રહ્યો નભ ગજાવી રહ્યો. શું મન૦ ૧

સાખી

પટકુળ પચરંગી ધરી, હરે ફરે નરનાર;
માના ચાચર ચોકમાં ભીડ તણો નહિ પાર.

માંહી નાચે સુભાવે જન, ધરતી ધમકેરે,
વળી વળી વીણાના નાદ, ઘુઘરી ઘમકેરે. શું મન૦ ૧

સાખી

નવલ સુશોભિત આ ભૂમિ, બહુરંગી વનપત્ર
નવલ સુજન પરદેશથી, આરાધે જઇ તંત્ર.
ધરી શણગાર મળી બાળાઓ સંગમાં,
આનંદ ઉત્સવ છાઈ રહ્યો. શું મન૦ ૩

સાખી

વેદ ભણી વેદી કરે, હવન હર્ષથી થાય;
અવલોકે આ લોકમાં, પાતક તો દૂર થાય.
અંબા! પ્રભાપતિ વાપ્યો ચોદિશમાં,
દેખી ઉમંગ ઉર રાજી થયો. શું મનહર૦ ૪

---

૮

(ઝોડો ઝોડો છબીલા, જાગો હઠો હઠીલા—એ રાહ)

ચાલો ચાલો છબીલા, રંગે રમો રસીલા,
નવરાત્રી છે નિર્મળ આજ. [ટેક]
નવરાત્રી છે નિર્મળ આજ, કરો ગુણ ગાઇને આજ કાજ,
છે કાત્યાયની, કાલિ, કામદુર્ગા દયાળી, કરે કૌમારી
તે શુભ કામ, રસીલી (૨) ચાલો૦ ૧
ચાહે શિકારને બાજ, રાખો પ્રીત તેવી આજ, કરે કૌમારી
તે શુભ કામ રસીલી (૨) ચાલો૦ ૨

સાખી

ભક્ત બને જગમાં ઘણા, લઈ પોપટીયું જ્ઞાન;
ખરા ભક્ત ખોળી જુઓ, ગૌરીમાં ગુલતાન.
ચાહો ચાહો ચિત્તે ચંડી આજ, અલબેલી અંબે શિરતાજ-ચા.૩

સાખી

ભક્તિ કરીએ નેહથી, રાખી પૂર્ણ પ્રીત;
પ્રેમમગ્ન એવા બની, નટ દોરની રીત.
થઈ પ્રસન્ન અંબે રાખો લાજ, મણિ ગાય કરીને અવાજ-ચા.૪

•——•

૯

(ત્હમે અજાણ્યા અમે જાણીગોરે-એ રાહ)

ઓ અંબામા! અલબેલડીરે, મૈયા તું છે સુખની વેલડીરે,
મેં ના ઓળખી એરંડો કે શેરડી અંબામા!
પાયે લાગું પ્રીતથીરે, [ટેક]

માજી મુજને આશરો તાહરોરે,
કર ઝાલોને મૈયા માહરોરે,
ભવસાગર પાર ઉતારોરે અંબામા! પાયે૦ ૧

વસ્યાં ગબ્બરગઢ ગુણવન્તીરે,
તું છે ભક્તવત્સલ ભગવન્તીરે,
હું તો તુજ દર્શન કેરો ખંતી અંબામા! પાયે૦ ૨

ધન્ય ધન્ય આરાસુર માવડીરે,
આવી પ્રીતે પૂજું તુજ પાવડીરે,
દેજો દર્શન જાણીને ગાવડી અંબામા! પાયે૦ ૩

શિષ નામી ત્હને પાયે લાગવુંરે,
ત્હારે પાસેથી કંઈ મ્હારે માગવુંરે,
ચંદ મનના મનોરથ પૂરોરે અંબામા! પાયે૦ ૪

•——•

૧૦

( રાગ–માંડ )

"બેડો બાઈ બુડતો તારો રે, અંબે આઈ પાર ઉતારોરે,
આ ખેપે હું તો ઘણું કમાયો, ભર્યો અણગણ માલ,
મધ્ય દરીયા વચ્ચે તોફાન લાગ્યું, શારે થશે હેવાલ. બે-૧
ખલાસીઓ તો ખટપટ કરે છે, મહા જુલમ મનમાંય,
માલધણી વિમાસી રહ્યો છે, ડોલ્યું દરીયા માંય. બે-૨
મધ્ય દરીયા વચ્ચે ડોલ્યું માતાજી! વ્હાણ નથી વિશ્રામ,
એક નામનો આશરો ત્હારો, કરો સેવકનાં કામ. બે-૩
ઉંચું જોઉં તો આભ માતાજી! નીચું જોઉં તો નીર,
બાળા શકિત,મારી બુમ સાંભળજો, સાજું રાખોને શરીર. બે-૪
કુવાયરાની લ્હેરો લાગી ને, મોજાં તણી શી વાત,
અપશુકનની આ વેળા આવી છે, ધાઓને અંબે માત. બે-૫
હાથેથી હવે નેજા છુટયા, શઢ પણ દંડ તોડ,
અંત સમયની આ વેળા થઇ હવે, મોટે ભાલે છે મોડ. બે-૬
ડુંગરીએ તો દવ લગાડેલો, પૂર્ણ કીધેલાં પાપ,
એક પહોરથી સ્તુતિ કરૂં છું, આવો ને આપો આપ. બે-૭
અર્ધું વહાણુ મેં અર્પણ કીધું, સાક્ષી ઉંચું આભ,
આ અવસરે આરાસુરી આવો, નથી ખાવો મ્હારે લાભ" બે-૮
જગત જનેતા સ્તુતિ સુણી, થયાં વાઘની ઉપર સ્વાર,
જહાજ ઉપર જઇ ત્રિશૂલ ઝાપટ્યું, તાર્યું તે જળ મોઝાર-બે.
વહેવારીયો તો અચરજ પામ્યો, આવ્યું મનમાં વહાલ,
કર જોડી રાવો ભક્ત ભણે છે, અર્પી દીધો બધો માલ,
બેડો માએ બુડતો તાર્યોરે. અંબે માએ પાર ઉતાર્યોયે. ૧૦



૧૧

( રાગ–સોરઠ )

શ્રીસંખલપુર રાણી સાહેબ ! મુજરો લીજીએ રે, (ટેક)
પાપ કરતાં પાછું નવ જોયું, પૂર્વ તણું સુકૃત સૌ ખોયું,
જાણો છો, મા મુખ થકી શું કીજીએરે. શ્રીસંખલ૦ ૧
જાણી કિંકર કરૂણા કીજે, ભવભયથી ઉગારી લીજે,
કાપી કુમતિ, સુમતિ મુજને દીજીએરે. શ્રીસંખલ૦ ૨
મુજ અવગુણ મનમાં નવ લેશો, છોરૂ જાણીને છેહ નવ દેશો,
જનની થઇને બાળ ઉપર નવ ખીજીએરે. શ્રીસંખલ૦ ૩
દીન દલસુખને દર્શન આપો, જન્મ મરણનાં સંકટ કાપો,
આપ કૃપા વિણ યમકિંકરથી બીજીએરે. શ્રીસંખલ૦ ૪



૧૨

( રાગ–ભીમપલાસ )

ત્હારી જુકિત જોયા જેવીરે મા જય દેવી જય દેવી (ટેક)
જ્યાં જ્યાં જોઇએ ત્યાં તેવીરે મા જય દેવી જય દેવી,
ત્હને સુરમુનિએ સેવીરે મા જય દેવી જય દેવી૦ ૧
મહાલે ચાચર રૂપે દેવી ! લોક વદનમાં રાખ્યું,
બાળકરૂપે મહીડાં ખાતાં, યશોદાજીએ ભાખ્યું રે મા–જ૦ ૨
દશ અવતાર ધર્યા ત્હેં દેવી ! મ્હોટા રાક્ષસ માર્યા,
ભૂમિ તણા તેં ભાર ઉતાર્યા, શત્રુને સંહાર્યારે મા–જ૦ ૩
મચ્છ, કચ્છ, વારાહ ને નૃસિંહ, વામનરૂપ વિકરાળી.
પરશુરામ રઘુરામ કૃષ્ણને, બુદ્ધ કલંકી કાળીરે મા–જ૦ ૪
તું દાતા તું ભુક્તા દેવી ! તુજ વિણ સર્વે ખોટું,
શ્રોતા, વક્તા, શૂરપણામાં, ત્હારૂં દૈવત મોટું રે મા–જ૦ ૫

તું તીર્થ, તું વ્રત, ભવાની! બીજા સર્વે ભામા,
ગંગા સિંધુ સરસ્વતીમાં, સતી શિરોમણી શ્યામારે મા-જ૦ ૬

તું બ્રહ્માણી, તું રૂદ્રાણી, તું વિષ્ણુની જનની,
હિમાચલની પુત્રી થઇને, શિવ શંભુને પરણીરે મા-જ૦ ૭

માત તાતને રૂપે દેવી! સહુ પર ત્હારી માયા,
કર જોડીને મીઠો કહે છે, કરો હાથ શિર છાયારે મા-જ૦ ૮

•———•

૧૩

(ઉદ્ધવજી સંદેશો કહેજો શ્યામને–એ રાહ)

સહાય કરો આરાસુરવાળી અંબિકા!
મહેર કરો મતવાલી મુજ પર માય જો;
કામી ક્રોધી લંપટ છું પણ તાહરો,
વિપત્ પડે ત્યારે બાનાની પત રાખજો. સ૦ ૧
સાહજપણામાં વિમળ ને કરૂણા કરી,
રંક હતો ત્હેને કહેવરાવ્યો રાય જો;
હસ્તિ, ઘોડા ઝુલે વિમળ આંગણે,
ભરીયા ત્હેના ગર્થ તણા ભંડાર જો. સ૦ ૨
જપ તપ સેવા સ્મરણ કાંઇ કીધાં નથી,
યાચક જનને દીધાં નથી કાંઇ દાન જો;
દુર્બલ થઇને દરબારે આવી અહડયો,
બુદ્ધિહીન છું આપો મુજને સાન જો. સ૦ ૩
પરદ્રોહી પરનિન્દા મેં તો બહુ કરી,
પરનારીશું રમીયો રંગ અપાર જો;
પરધન હરવાને પ્રપંચ કર્યા ઘણા,
ભરીયા છે કાંઈ કુકર્મના કોઠાર જો. સ૦ ૪

હદ વળી, અલબેલી હવે શું જુઓ,
દુઃખના ડુંગર વળીયા અપરંપાર જો;
કંઠ સમાણો કળિકાળે મુજને ગ્રહ્યો,
બાંહ્ય ગ્રહીને કહાડો મુજને બહાર જો. સ૦ ૫
તું દાતા, ભુક્તા દેવી! જાણું અમો,
ભગવતી ભાગવત બેદ કરે વખાણ જો;
તુજ હુકમ વિના પવન પત્ર હાલે નહિ,
શાસ્ત્ર પુરાણમાં વ્યાસે કર્યું પ્રમાણ જો. સ૦ ૬
મ્હારે એક ભરોસો ત્હારા નામનો,
ઘટ ઘટ વ્યાપી શકિત ઠામોઠામ જો;
બીરદાળી છો માટે બીરદ વિચારશો,
સમર્યે કરજો સેવકજનનાં કામ જો. સ૦ ૭
અવસર ચૂકે અર્થ સરે નહિ માહરો,
વિલંબ કર્યાથી વણસી જાશે કામ જો;
માની લેજો મોતી રંકની વિનતિ,
જેવો તેવો ઘરનો જાણી ગુલામ જો. સ૦ ૮

૧૪

( રાગ—મહીનાનો )

સેવોને માત સંખલપુર રાણી, (ટેક)
ચૈત્રે તો ચિત્ત ઘણું વાધ્યું, નમો નમી બહુચર આરાધ્યું,
મન મ્હારૂં ગોખે જઈ લાધ્યું. સેવોને૦ ૧
વૈશાખે વાવલીયા વાયા, માજીના ગઢ તળે આવ્યા,
અંબામાની મ્હોટી છે માયા. સેવોને૦ ૨
જેઠે તો જુક્તિ બની સારી, હરિ, હર, બ્રહ્મા થકી ન્યારી,
ગોખ ઉપર જાઉં બલીહારી. સેવોને૦ ૩

આષાઢે તો મેઘ ઘણા ગાજે, છત્ર શિર બહુચરને છાજે,
ચોઘડીયાં અદ્‌ભુત વાજે૦ સેવોને૦ ૪

શ્રાવણે સરવરીએ વરસ્યો, માજીને ભજશો તો તરશો,
નહિતર અથડાતા મરશો. સેવોને૦ ૫

ભાદરવો ભલી પેરે ગાજ્યો. સેવકને સન્મુખ થાજો,
બુડંતાં બાંવડલી સ્હાજો. સેવોને૦ ૬

આસો માસે આવી દીવાળી, આવ્યાં આવ્યાં તુળજાને બાળી,
ગરબે રમે મ્હોટાં મહાકાળી. સેવોને૦ ૭

કાર્તિકે કોયલડી બોલે, ન આવે માજીને તોલે,
ત્હેને જોઇ ત્રિભુવન ડોલે. સેવોને૦ ૮

માગશરે માનસરોવર નાહે, ચાચર આવી ગરબા તો ગાયે,
સેવકને કરજો મા સાહાય. સેવોને૦ ૯

પોષે તો પ્રીત ઘણી ધારી, પાંડવ તો લીધા ઉગારી,
કૌરવ તો સર્વે ગયા હારી. સેવોને૦ ૧૦

મહા માસે મ્હને નથી ગમતું, ચિત્ત મ્હારૂં ચાચરમાં રમતું,
મન મ્હારૂં માજીમાં ભમતું. સેવોને૦ ૧૧

ફાગણે ફરફરતી હોળી, પ્હેર્યાં માએ ચણીયા, ચિર, ચોળી,
કેસર બહુ છાંટયા છે ઘોળી. સેવોને૦ ૧૨

બાર માસ પૂર્ણ તો કીધા, દૈત્યોને દંડ ઘણા દીધા,
દેવતા સહુ ઉગારી લીધા. સેવોને૦ ૧૩

આસો શુદ બીજે બુધવારે, બારે માસ થયા નિર્ધાર,
વલ્લભની કરજો મા સાહાય. સેવોને૦ ૧૪

•———•

૧૫

પ્રથમ અંબિકાનું ધ્યાન ત્હમે ધરજોરે,
માને મુજરો કરીને ચાચર ફરજોરે;
દુલી સાહેબ! દેદાર દીજેરે,
મતવાલી અંબા! મુજરો લીજેરે. ૧

આશ રાખું આરાસુરી ત્હારીરે,
સાચી સાહેબ! સલામ લેજો મ્હારીરે;
આઈ અજય્ય! તે હાથ વાત લેજોરે,
સિંહાસનવાળીને સોંપી દેજોરે. ૨

મહેરબાન! તે મહેર માત કીજેરે,
સદા સેવકને શિર હાથ દીજેરે;
હુકમ તાબે સદાય છું ત્હારોરે,
આવી તસ્લીમ સલામ કરૂં પારેરે. ૩

નજર દેખું સદાય ત્હારી મીઠીરે,
અંબા અલબેલી જેવી કોણ દીઠીરે;
મહેર રાખો છો માત મ્હારી મ્હોટીરે,
દરે દુશ્મન કીધા તે વાત સાચીરે. ૪

દુર્ગા દેવી! ત્હમે દુઃખડાં ટાળોરે,
મૂર્ખ જાણી વચન માજી! પાળોરે;
જોર જ્વાળામુખી છે મ્હારે ત્હારૂંરે,
સાચી સાહેબ કામ કરો મ્હારૂંરે. ૫

નગદ નામ નારાયણીનું મ્હોટુંરે,
ખરી ખોડાયાળ નવ કરે ખોટુંરે;
માતા તુળજા! તું મન માનીરે,
બાળી બહુચરાજી! વાત સુણો મ્હારીરે. ૬

પાવાવાળી મહાકાલી! કામ કરજોરે,
રાજરાજેશ્વરી હૃદય ધરજોરે;
અંબા અલબેલી! આરાસુર રાણીરે,
તુંથી નથી મ્હારી વાત અજાણીરે. ૭

મ્હારે માત અને તાત તું આઈરે,
સગાં સહોદર કામ ન આવેરે;
સદા શિર છો વાત જાણીરે,
ગાઉં અંબા-દરબાર રૂડી વાણીરે. ૮

કરો મહાલક્ષ્મી માત મહેર આણીરે,
ઘેર આવો અન્નપૂર્ણા રાણીરે;
દેવ દેવીને દરબાર દુવા દઈએરે,
અરજી અલબેલી વિના તે કોને કહીએરે? ૯

અરજી અલબેલી માતશું દીધીરે,
ફક્ત દસ્કત-મહોર માએ કીધીરે;
ચોક ચાચરના ચાકર કીધારે,
માએ દામ ખરીદી મૂલ્ય દીધાંરે. ૧૦

આવી પડયો છું અબા! ત્હારે નામેરે,
આવી ઉભાં રહો ભીડ કામેરે;
ડુંગરવાળીનો ડંકો વાજેરે,
દોલતજાદી સેવકને શિર છાજેરે. ૧૧

મ્હારે માત અને તાત તું અંબારે,
એવું જાણી ચાચર આવ્યો રંબારે;
ત્હારો આદિત્ય ગુલામ છે રાજીરે,
એવું જાણી અંબા ઉઠી ગાજીરે. ૧૨

૧૬

( રાગ–સીતાહરણનો )

આદ્યશક્તિ તુજને નમું હો બહુચરી ગણપતિ લાગું પાય,
દીન જાણીને દયા કરો હો બ૦ મુખે માગું તે થાય. ૧
વાણી આપો પરમેશ્વરી હો૦ બ૦ ગુણ ત્હમારા ગવાય,
ચોસઠ બેની મળી સામટી હો બ૦ માનસરોવર જાય. ૨
માનસરોવર ઝીલતાં હો બ૦ કરતાં તે નિત્ય વિલાસ,
સંખલપુર સોહામણું હો બ૦ ત્યાં છે ત્હમારો વાસ. ૩
સર્વે મળી કરી સ્થાપના હો બ૦ કહેવરાવ્યું બહુચર નામ,
સામસામા બે ઓરડા હો બ૦ સોનું ઘડે સોનાર,
ઘડીયા બાજુબંધ બેરખા હો બ૦ ઘડીયા એકાવળ હાર. ૪
પ્રથમ ચરિત્ર ત્હમે કર્યાં હો બ૦ માર્યો તે મહિષાસુર.
રકત નયન કરી મારીયો હો બ૦ રકત ચલાવ્યાં પૂર. ૫
માર્યા તે મર્ગ બોલાવીયા હો બ૦ આરાસુરના ગઢ માંહ્ય,
શુંભ નિશુંભ હાથે હણ્યા હો બ૦ માર્યા ત્હેને પળમાંય. ૬
ઘોડી તણો ઘોડો કીધો હો બ૦ સ્ત્રીનો કર્યો પુરૂષ,
હોમ હવન ત્યાં થાય છે હો બ૦ શ્રીફળ ઘણાં હોમાય,
બ્રહ્મા વેદ ભણાય છે હો બ૦ આનંદ ઉત્સવ થાય. ૭
કર જોડીને વિનવે હો બ૦ વલ્લભ ત્હારો દાસ,
સદા સેવક છે તાહરો હો બ૦ રાખો ચરણ નિવાસ. ૮
ચરણ પખાળી તુજને નમું હો બ૦ વૈકુંઠ હોજો વાસ,
ગાય, શિખે ને સાંભળે હો૦ બ૦ બહુચર મા પૂરે આશ. ૯



# સંગીતાવલિ.

૨ (ચાલ મધ્યમ)

૧

(રાગ-ધનાશ્રી જેતશ્રી)

અલબેલી મોરી અંબે માત, જોવા નિત્ય જઇએ;
બળધારી મોરી બહુચર માત, જોવા નિત્ય જઇએ. (ટેક)
જોવા જઇએ ને ઘણા સુખીયા થઇએ, આરાસુરમાં રહીએરે,
આપ આપણા મનની વાતો, અંબે આગળ કહીએ. જો-૧
આરાસુરમાં અંબા બીરાજે, પાવાગઢ મહાકાળીરે,
દક્ષિણ દેશમાં તુલજા ભવાની, ચુંવાળ બહુચર બાળી. જો-૨
માને તે પારે હવન થાય, માંહે ચિરચુંદડી હોમાયરે,
બ્રાહ્મણ સઘળા વેદ ભણે છે, માનિની મંગળ ગાય. જો-૩
આંધળાને મા આંખજ આપે, પાંગળાને પાયરે,
વાંઝીયાને મા પારણાં બંધાવે, નિર્ધનીયાંને ધન. જો-૪
માને તે પારે જે કોઇ આવે, ત્હેની પૂરે મા આશારે,
કર જોડીને ભટ્ટ વલ્લભ કહે છે, હું છું માનો દાસ. જો-૫



૨

માએ સોનાની માંડવી બનાવી,
અંબે માત! ગરબે ખેલો મતવાલી. (ટેક)
આસો અષ્ટમીની રાત અજવાળી-અંબેમાત૦
શરત્પૂર્ણિમાની શોભા બની સારી-અંબેમાત૦
પ્રથમ સ્મરૂં સરસ્વતી માય,
ગુણ સેવક ત્હમારા ગાય. અંબેમાત૦ ૧

કડાં ચિત્ર અને મોરલા શોભે,
મ્હોટા મુનિવરનાં મન લોભે. અંબેમાત૦ ૨

આગળ પુષ્પનાં તોરણ લ્હેકે,
અગર, ચંદનના ધૂપ બહુ મ્હેકે. અંબેમાત૦ ૩

આવી ચોસઠ યોગિની જોવા,
ભૈરવ આવ્યા બાવન ભોગ લેવા. અંબેમાત૦ ૪

ફરે કુંદડી ને અંગ હલાવે,
પગ માંડે ને ધરતી ધ્રજાવે. અંબેમાત૦ ૫

માજી! વેદની માતા કહાવો,
ચાચર ગરબે રમવાને તુમે આવો. અંબે૦ ૬

આવ્યાં વહુચીને રે વારાહી,
દેવ સાથે છે દુર્ગા બાઈ. અંબેમાત૦ ૭

બ્રહ્મા હંસે ચ્હડીને આવ્યા,
સાથે સાવિત્રીને તેડી લાવ્યા. અંબેમાત૦ ૮

કમળા આવ્યાં કૃષ્ણ કેરી સંગે,
વિષ્ણુ વાંસળી વગાડે બહુ રંગે. અંબેમાત૦ ૯

ઉમીયા આવ્યાં શિવજી કેરી સંગે,
શંકર ડમરૂ વગાડે બહુ રંગે. અંબેમાત૦ ૧૦

ઋષિ સહસ્ત્ર અઠયાસી ત્યાં આવ્યા,
સાથે ઋષિ પત્નીને તેડી લાવ્યા. અંબે૦ ૧૧

ભટ્ટ વલ્લભ દાસાનુદાસ,
રાખો ચરણ કમળની પાસ. અંબેમાત૦ ૧૨

•——•

૩

(દુંદાળા દેવ! વિઘ્નહરણ લંબોદર નામ ત્હમારૂં—એ રાહ)

ધન્ય અંબારે! લાલ (૨) વસીયાં ડુંગર માંહીરે જાયગા
જોઇને (ટેક)

પ્રથમ ગણુપતિનું દર્શન કરીએ, માનો કોલ લઈ ચાચર ફરીએ
માને પાવડીએ જઈ શિષ નામીએ. ધન્ય૦ ૧

અંબા આરાસુરમાં બીરાજે છે, માને છત્ર સોનાનું છાજે છે,
સિંહાસન બેઠી બીરાજે છે. ધન્ય૦ ૨

માથે મુકુટ જડાવ જ્યોત ઝળકે છે, માને કાને કર્ણ ફુલ
લળકે છે,
વચ્ચે પાનું લીલું ચળકે છે. ધન્ય૦ ૩

માને શિર પર કલગીને તોરા, માને કુંડળ ઝુકે બે કોરા,
માજી પૂરો મનોરથ મા મોરા. ધન્ય૦ ૪

માને નાકે વેસર હીરા લાલ, માએ ટીલાં કીધાં કેસર આડ,
માને ટીલડા તપે છે લલાટ. ધન્ય૦ ૫

માને ગળે ઘરેણાં ઘણાં દીસે, માંહી ઉતરી માળા અરીસે,
એવી દુનીયામાં દાતાર હીસે. ધન્ય૦ ૬

માને બાંહે બાજુબંધ બેરખા, શોભે સારા કમરપટા,
એવી આનંદી કરાવે આનંદઘંટા ધન્ય૦ ૭

માની ચોળી અત્તરમાંહે બોળી, ચુવે અગર ને રંગે રોળી,
સાળુ કેસરીયા રંગે ચોળી. ધન્ય૦ ૮

માજી લખો લેખ કર્મે રૂડા, ત્હારા મનસુબા છે અતિ ઉંડા,
રાખો અખંડ હેવાતન અમ ચુડા. ધન્ય૦ ૯

માજી પ્હેરો કાંબી ને કડલાં. માજી આપો પુત્ર ભરી પલ્લાં,
ભોળી ભવાની! કામ કરો ભલાં. ધન્ય૦ ૧૦

સાથે દીપક જ્યોતો અજવાળી, પૃથ્વીનાં પ્રાયશ્ચિત પ્રજાળી,
માએ નિત્ય નિત્ય કીધી દીવાળી. ધન્ય૦ ૧૧
બંધાવ્યાં તોરણ બારણે, માજી કામ કરો છો કારણે,
હું તો પલક પલક જાઉં વારણે. ધન્ય૦ ૧૨
ચાચર આવું પાડું તાળી, તારી અકળ ગતિ ગવ્હરવાળી,
માજી હવે દશા નિશ્ચય વાળી. ધન્ય૦ ૧૩
ચાચર આવી ગરબે રમીએ; મારી અંબામાને મન ગમીએ,
અંબા દૂર થકી દેખી નમીએ. ધન્ય૦ ૧૪
માને આંગણે નોબત વાજે છે, ત્હેનો શબ્દ ગગનમાં ગાજે છે,
મંડપમાં ઘંટા વાજે છે. ધન્ય૦ ૧૫
માજી દર્શન દ્યો નયને નીરખું, રહોપ્રેમ હૃદય હૈયું હરખું,
મ્હારે બીજું નથી કોઈ તમ સરખું. ધન્ય૦ ૧૬
માજી અષાડ આસો, મહા, ચૈત્ર, એ ચારે ત્હારાં નવરાત્ર,
મારે પસાયતા વાવી ખેતર. ધન્ય૦ ૧૭
ત્હારા નામથી હું છું અળગો, મ્હને ચાચર રમ્યાનો ઉમળકો,
માટે આવીને બારણે વળગ્યો. ધન્ય૦ ૧૮
માજી નવરંગે નિશાન ફરકે, દેખી દુઃખ દારિદ્ર બેઉ થડકે,
ત્હારે રંક, રાય બેઉ સરખે. ધન્ય૦ ૧૯
ત્હારી ધર્મધ્વજા થન ધનવારી, એવાં સાહેબ અંબાજી મ્હારી,
માજી જીવ પ્રજા છે સહુ ત્હારી. ધન્ય૦ ૨૦
ત્હારી વાતો દીઠી ઘણી ન્યારી, મ્હને લાગી મીઠડી બહુ સારી,
એવી ઉમીયાજી આનંદકારી. ધન્ય૦ ૨૧



૪

(મ્હને મારીને રથડા ખેડરે. બાળા રાજારે—એ રાહ)

સુણો અલબેલી અંબે માતરે, અરજી અમારીરે,
દીન જાણીને કરીએ મ્હેર, મરજી ત્હમારીરે. ૧
હું તો ગરજી ગુમાની છું માતરે, કશુંએ ન જાણુંરે,
જય જય દ્રષ્ટગોચર દર્શન, વાત વખાણુંરે. ૨
જો શો અવગુણ અમ્હારા અપારરે, ભવ કેમ તરીએરે?
લાડ પાળી કરો લીલા લ્હેર, નવનિધ ભરીએરે. ૩
તું નિઃશંક, હું તો રંક, કર્મવંક, અંક લોપી અજવાળોરે,
સુખ રાશ! કર વિલાસ, પુરો આશ, દાસં જાણીને પાળોરે.૪
યોગમાય! ધાય ધાય કરો સ્હાય, તુજ આશારે રહીએરે,
દુષ્ટ માર, કષ્ટ ટાળ, અરિ સંહાર, વારવાર શું કહીએરે. ૫
ગોખ ધામનો ગુલામ, યદુરામ નામ, ધામ કરી સ્થાપોરે,
પૂજું યંત્ર, જપું મંત્ર, રૂડો તંત્ર સદા એ વર આપોરે. ૬

*——*

૫

(રાગ-ઉપરનો)

ઘણું ઓપે આરાસુર રાયરે, અંબિકા દેવીરે,
જેના વેદ પુરાણ ગુણ ગાય, સુરમુની સેવીરે. ૧
માજી બીરાજો છો સરસ્વતી તીરરે, પશ્ચિમ દ્વારેરે
દક્ષિણ વામે ગણપતિ બટુક, ભૈરવ સારરે. ૨
સોહે મંડપ ઉપર ત્રિશૂલરે, બિન્દુ ત્રિકોણુરે,
સોના ગાગરો ચાર અમૂલ્ય, જુક્તિ જોનેરે. ૩
મહાદેવ કોટેશ્વર ધામરે, અદ્ભુત દહેરૂંરે,
જેણે કીધાં સફળ શુભ કામ, દેવતા કેરાંરે. ૪

નિજ કુંભ, કુંભો રાણો નામરે, કરીને સ્થાપ્યોરે,
તેણે વાસ્યું કુંભારીયું ગામ, શુભ વર આપ્યોરે. ૫

ત્હેમાં વસે વિમળશા વૈશ્યરે, માને પ્રતાપેરે,
પામ્યો અગણિત દ્રવ્ય સુજાણ, યુગમાં છાપરે. ૬

વચન ચૂકયો દહેરાં કર્યાં ભસ્મરે, ઉગર્યાં પાંચરે,
જેને અંબે તણો આધાર, આવે નહિ આંચરે. ૭

એક ગાયો તણો ગોવાળરે, ગાયો ચરાવેરે,
ત્હેમા અંબાની ધેનુપ્રતિપાળ, કામધેનુ આવેરે. ૮

કરે ધનગર મન વિચારરે, આ કોની ગાયરે,
ત્હેની ચરાઈ ન પામું લગાર, મફત ચરી જાયરે. ૯

એક દિન ગૌ ઝાલી વાટરે, ગવ્હર ગોખેરે,
માજી બેઠાં હિંડોળા ખાટ, સદૈવ શોખ કાજેરે. ૧૦

અંગે આભૂષણ રાજે અપારરે, સોનાચુડો ઝળકેરે,
કોટે હાર મણિમાળ હીરાલાલ, બહુ ચુનીઓ ચળકેરે. ૧૧

માને કહે કર જોડીને ગોપરે, 'મફત ગાય ચારૂંરે,
'ત્હમે કર્મી છો મ્હોટાં લોક, પેટ ભરો મ્હારૂંરે' ૧૨

એવું સુણીને ભગવતી ભૂપરે, પ્રેમ કરીનેરે,
અકળ રૂપ જવ અનુપ આપ્યા ગુપ્ત, સુવર્ણ સુપ ભરીનેરે.૧૩

લઇ આવ્યો ગવ્હર ગુફા બ્હારરે, દેખી જવ અન્નરે,
ત્યાં નાંખીને મૂર્ખ ગમાર, ગયો વિમનરે. ૧૪

આવી સ્ત્રી આગળ કહે પેરરે, 'લક્ષ્મી સમી બાઇરે,
'આજ ગયો હું એમને ઘેર, ગાય પુંઠે ધાઈરે. ૧૫

'મણિ માણેકનો નહિ પારરે, જવ આપ્યા મ્હનેરે,
'રીસ કરી નાખી આવ્યો બ્હાર, શું કહું ત્હેનેરે.' ૧૬

કહે સ્ત્રી 'ત્હમો પણ ફોકરે, શિખ શું દીજેરે,
'કોઈ આશિકા દે મ્હોટા લોક, શિષ ધરી લીજેરે.' ૧૭
એમ કહી જોયું તત્કાળરે, કામળાને છેડેરે,
દીઠા સુવર્ણ જવ બે રસાળ, સર્વ સિદ્ધિ રેડેરે. ૧૮
જવ રોપ્યા ગોમયની માંહ્યરે, કરી ઉપવાસરે,
શુભ નવરાત્ર કીધાં વ્રત, માએ પૂરી આશારે. ૧૯
'માગ માગ' કહે મહંમાયરે, પ્રકટ્યાં આપરે,
'ત્હેં તો ચારી છે મારી ગાય, જોને પ્રતાપરે.' ૨૦
કહે કર જોડી નરનારરે, 'એ વર આપોરે,
'ત્હમ જેવો થાય કુમાર, યુગ યશ સ્થાપોરે.' ૨૧
કહે માજી, 'અહિંથી લોપરે, બેઉ જણ થાશોરે,
'ત્યાં નંદ યશોમતી ગોપ, ગોકુળ વાસોરે.' ૨૨
આપ્યા જવ બે જગતનું બીજરે, કૃષ્ણ બળિરામરે,
જોઇ સર્વે પામે શ્રેય, અવિચલ નામરે. ૨૩
'હું આવીશ ત્હમારે ઘેરરે, થઇને કુમારરે,
'કરીશ ભક્તની ઉપર મ્હેર, દુષ્ટનો સંહારરે.' ૨૪
એમ કહીને થયાં છે લોપરે, આવીયાં જેમરે,
થયાં ધનગર ગોપી ગોપ, માએ કહ્યું તેમરે. ૨૫
કહાડી સંઘ સહુ ગોપવીરરે, આરાસુર આવ્યારે,
જ્યાં કોટેશ્વર સરસ્વતી તીર, કૃષ્ણને લાવ્યારે. ૨૬
માને પાયે લગાડયું બાળરે, માન્યતા કીધીરે,
માને પારે ઉતાર્યા વાળ, આશિકા લીધીરે. ૨૭
ઉંબર ચાંલ્લા કીધા છે સાતરે, યશોમતી માએરે,
યુગેયુગમાં પ્રસિદ્ધ એહ વાત, ભાગવત ગાએરે. ૨૮
એવા પરચા પ્રકટ પ્રતાપરે, જગ સહુ જાણેરે,
માની યુગ સચરાચર છાપ, વેદ વખાણેરે. ૨૯

ગુજરાતના દિવાન, નાગરન્યાત, સંઘ શ્રાવણમાં આવેરે,
ભાત ભાતનાં મેવા પકવાન્ન, ભેટ સારૂ લાવેરે. ૩૦
પહોંચ્યા દાંતા રાણાનું ગામરે, ડુંગર ચ્હડીયારે,
વડ છાયા દેખી દેવી ધામ, દંડવત્ પડીયારે. ૩૧
કહે જય જય ઉદો, અંબે આઇરે, ચાચરે જાતાંરે,
કરે ગાન તાન માન, માત ધ્યાન, ઉમંગ અંગ રંગ મ્હાતારે.
હવન હોમ બ્રહ્મભોજ, પૂજા પાઠ દાન દક્ષિણા દીધીરે,
અંબે આઈ આગળ ભવાઈ તે સવાઇ ગુણ ગાઇને કીધીરે.૩૩
એવો સંવત્સર પ્રતિ નિયમરે, કરે યાત્રાયરે,
જેવો અંબા ચરણ પર પ્રેમ, ફલ તેવું થાયરે. ૩૪
ગાય ગરબા ત્હેના પૂરે કામ, અંબા માયરે.



૬

( રાગ–કલ્યાણ )

બુદ્ધિ આપોને માત બહુચરારે.
નિત્ય નિત્ય કરીએ પ્રણામ મ્હારી બહુચરા. (ટેક)
સંખલપુર સોહામણુંરે, ત્યાં છે ત્હમારો વાસ–મ્હારી૦
દીવા બળે છે માને ઘી તણારે, આઠે તે પ્હોર અજવાસ–મ્હા૦
પાટણવાડું પરગણુંરે, ચુંવાળ બાંધ્યો ચોક–મ્હારી૦
ઘોડી તણો ઘોડો કીધોરે, મેરીનો કીધો મરદ–મ્હારી૦ ૨
સાચી દેવી ચુંવાળમાંરે, બહુચર રાખ્યું બીરદ–મ્હારી૦
વાગે છે ઘંટ ને ઘુઘરારે, પામર આવે પાસ–મ્હારી૦ ૩
વાઝીયાં આવે પોકારતારે, આવે ત્હમારી પાસ–મ્હારી૦
પુત્ર આપો મા પારણેરે, ગુણ ત્હમારા ગાય–મ્હારી૦ ૪

આંધળાં આવે પોકારતાંરે, આવે ત્હમારી પાસ-મ્હારી૦
નેત્ર આપો મા નિરખવારે, હસતાં રમતાં જાય-મ્હારી૦ ૫

અસુર તણાં દળ આવીયાંરે, આવ્યાં ત્હમારી પાસ-મ્હારી૦
કુકડીયા માતા તણારે, તળીયા તવા માંહ્ય-મ્હારી૦ ૬

મુવા તે મર્ગ બોલાવીયારે, અસુર તણાં પેટમાંય-મ્હારી૦
કુલડીમાં કટક સમાવીયુંરે, તે કેમ જીરવ્યાં જાય-મ્હા૦ ૭

ભુવા ધુણે છે માને કર ઘસીને, ઘેરાં વાગે છે ડાક-મ્હારી૦
ભટ્ટ વલ્લભ માને વિનવેરે, હું છું ત્હમારો દાસ-મ્હારી૦ ૮

*———*

૭

( રાગ-કલ્યાણ )

સંખલપુર સાચી મા બહુચરા,
માજી આપો યૌવન ને ટાળો જરા મા(૨)-સંખલ૦ (ટેક)

નવ ખંડમાં ત્હારૂં બીરદરે,
માનુનીના ત્હેં કીધા મરદરે,
દુઃખીયાંના ટાળ્યાં મા દરદરે. (૨) સંખલ૦ ૧

એક અસુર આવીને પારે ઉતર્યો,
તેતો હતો કપટ ને ક્રોધે ભર્યો,
ત્હેણે માજીનો કુકડો ભક્ષ કર્યો. (૨) સંખલ૦ ૨

ત્યાં તો માજીનો પરચો છે હુકડો,
પર પંખીએ કીધો ટહુકડો,
પેટમાંથી બોલ્યો છે કુકડો. (૨) સંખલ૦ ૩

તે તો સુઓરે મર્ગ જીવતો થયો,
તે તો બહાર આવીને ઉભો રહ્યો.
ત્યારે પાએ લાગીને અસુર ગયો. (૨) સંખલ૦ ૪
માનું માન સરોવર ગાજે,
શરણાઈ ને નોબત વાજે.
ચોઘડીયાં અદ્‌ભુત વાજે છે. (૨) સંખલ૦ ૫
ગુણ ગાતાં તેં સંભાળ લીધી.
અષ્ટ રિદ્ધિ સિદ્ધિ નવ નિધિ દીધી,
ભાવદાસને કૃપા તેં કીધીરે. (૨) સંખલ૦ ૬

•——•

૮

ગાઉં છું ગણપતિ રાય, ભવાની મા!
શારદાજી થાજો મૈયા સહાય, ભવાની મા! ૧
ચરણકમલ શિષ નામું, ભવાની મા!
સન્મુખ જોજો મૈયા સ્હામું, ભવાની મા! ૨
વેદ પુરાણે વખાણી, ભવાની મા!
ત્હમે વ્યાકરણ ત્હમે વાણી, ભવાની મા! ૩
અખંડ રૂપ, અવિનાશી, ભવાની મા!
ત્હમે ગંગાને ત્હમે કાશી, ભવાની મા! ૪
આદિ અનાદિ ત્હમે એક, ભવાની મા!
રૂપ ત્હમારાં અનેક, ભવાની મા! ૫
દર્શન દેજો દા'ડી દા'ડો, ભવાની મા!
હૃદય-કમળ માંહી રહેજો, ભવાની મા! ૬

ત્રિગુણુ જનેતા કહાવો, ભવાની મા!
ભક્તોના મનમાં ભાવો, ભવાની મા! ૭

કઇ પેરે વર્ણન થાય, ભવાની મા!
શેષનાગથી ન કહેવાય, ભવાની મા! ૮

વિલાસ કરો છો બહુ રંગે, ભવાની મા!
ચોસઠ યોગિનીની સંગે, ભવાની મા! ૯

તવ તેવડી ને મદમાતી, ભવાની મા!
છંદે આઇ! ગરબા ગાતી, ભવાની મા! ૧૦

ઝાંઝ, ઝાલરી ને ડાક વાજે, ભવાની મા!
તાલ, મૃદંગ, ચંગ, ભેરી, ભવાની મા!
ઘુંઘટ રંગમાં ઘેરી, ભવાની મા! ૧૧

દશે દિશા શબ્દ લોલે, ભવાની મા!
ગાજી રહ્યાં છો બ્રહ્માંડે, ભવાની મા! ૧૨

ફરતાં તે કુંદડીને ફેરે, ભવાની મા!
દાસ પર કીજીએ મહેર, ભવાની મા! ૧૩

ચરણાંને ચોળી હાર લહેકે, ભવાની મા!
અષ્ટગંધ ચંદન બહેકે, ભવાની મા! ૧૪

કનક કલશ હાથ ઝારી, ભવાની મા!
વિષ્ણુ રહ્યા છે નિહાળી, ભવાની મા! ૧૫

શિવ વિરંચી જુએ નિરખી, ભવાની મા!
સકળ બ્રહ્માંડમાં સરખી, ભવાની મા! ૧૬

દેવ વિમાન અહડી દેખે, ભવાની મા!
જીવન સફળ કરી લેખે, ભવાની મા! ૧૭

પાન પીઓ છો મદમાતાં, ભવાની મા!
દૈત્યોના સ્હામાં ત્હમે ધાતાં, ભવાની મા! ૧૮

લટકે મહીષાસુર માર્યો, ભવાની મા!
સૈન્ય સહિત સંહાર્યો, ભવાની મા! ૧૯

ધૂમ્રલોચન ઢંઢોળ્યો, ભવાની મા!
ત્રિલોકનો ત્રાસ ટાળ્યો, ભવાની મા! ૨૦

ચંડ મુંડ મરડીને માર્યા, ભવાની મા!
દેવ પોતાના ઉગાર્યા, ભવાની મા! ૨૧

રક્તબીજ મારી રકત પીધાં, ભવાની મા!
દેવતાનાં કાર્ય સાધ્યાં, ભવાની મા! ૨૨

સંવત્ અઢાર છત્રીસે, ભવાની મા!
ગુણ ગાતાં મન હીસે, ભવાની મા! ૨૩

આસ માસ બીજ અજવાળી, ભવાની મા!
શુકરે થયાં સહાય કાલિ, ભવાની મા! ૨૪

શિવરામ દાસ ત્હમારો, ભવાની મા!
ચરણે રાખીને ભવ તારો, ભવાની મા! ૨૫

★———★

૯

દેવી! દર્શન દ્યો ને દયાળી, જગત્ જોગમાયારે,
નવ નોરતાની રાત હવે આવી. જગ૦ ૧

શક્તિ! ગરબે રમવાને આવો, જગ૦
નિત્ય નવા નવા રંગ ત્હમે લાવો. જગ૦ ૨

આવી આસો શુદ બીજ અજવાળી, જગ૦
કૃષ્ણ રૂપે થયાં મહાકાલિ. જગ૦ ૩

દેવી ગરબે રમે છે, વારીવારી, જગ૦
દેવી! દીસો છો જગમાં દિવાળી. જગ૦ ૪

પગ પ્રહારે પૃથ્વી ધ્રૂજે, જગ૦
સપ્ત પાતાળે શેષ ગડગડે. જગ૦ ૫

ઇન્દ્રાણી છંદજ ગાય, જગ૦
નારદજી નટવર થાય. જગ૦ ૬

બ્રહ્મ ઘોરનો ગરબો કીધો, જગ૦
રમવાને શિર પર લીધો. જગ૦ ૭

બ્રહ્મા વેદ ભણેને નાચે, જગ૦
વાજે વાજાં ને કહાન વર નાચે. જગ૦ ૮

વાજે, નોબત, નગારાં, મૃદંગ, જગ૦
દેવી! નાદ, નગારાં ને છંદ. જગ૦ ૯

તેની ધુન ગગનમાં ગાજે, જગ૦
વાજાં અનેક પ્રકારનાં વાજે. જગ૦ ૧૦

ઘોર ઘૂઘરીનો ઘમકાર, જગ૦
પાયે ઝાંઝરીનો ઝમકાર. જગ૦ ૧૧

હીંચ લેતાં હુલરીયું ખલક, જગ૦
દેવી! શોભા તણી જ્યોત ઝળકે. જગ૦ ૧૨

દેવી! નાકે રતિ, નિર્મળ મોતી, જગ૦
દેવી! ચંચળ નયને જોતી. જગ૦ ૧૩

દેવી! તાત, તરસંતી ને જાલ, જગ૦
દેવી! ચાલો છો જયવન્તી ચાલ. જગ૦ ૧૪

દેવી! માયા રૂપે છો માયા! જગ૦
દેવી! ચૌદ બ્રહ્માંડ નિપાવ્યાં. જગ૦ ૧૫

દેવી! બાળા રૂપે છો બાળા! જગ૦
દેવી! કાપો છો મોહની જ્વાળા. જગ૦ ૧૬

દેવી ! ઘણાં ઘણાં કામજ કીધાં, જગ૦
દેવી ! ભક્તોનાં કાર્ય સાધ્યાં. જગ૦ ૧૭
દેવી ! બહુ રૂપે બીરાજો, જગ૦
તેવ તેવડી સંઘાતે છાજો. જગ૦ ૧૮
દેવી ! સંવત્ અઢાર ઓગણચાલો, જગ૦
છંદ ગાયો છે રસિક રૂપાળો. જગ૦ ૧૯
કહે શિવરામ દાસ ત્હમારો, જગ૦
મ્હને ચરણે રાખીને ભવ ઠારો. જગ૦ ૨૦
આસો સુદ બીજ રાત અજવાળી, જગ૦
ગુરૂવારે થયાં મહાકાલિ. જગ૦ ૨૧

૧૦

(અંધ કીધો બાપુજી શું કામ-એ રાહ)

ચાલો દર્શન જઇએરે માત અંબા કેરે દરબાર, (૨) ટેક
ચાલો આરાસુરીને દરબાર, માત બહુચર કેરે દરબાર. ચા.
ઉગમણો માનો ગોખ બીરાજે,
વંન્દુ હું વારંવાર, માને (૨) ચાલો-૧
એવી છે દેવી દીનદયાળી,
કહેતાં ન આવે કંઈ પાર (૨) ચાલો-૨
દુઃખજ સહુના દૂરજ કરશે,
એમાં સંશય ન લગાર (૨) ચાલો-૩
સંખલપુરની શોભા છે સારી,
કહેતાં ન આવે કંઈ પાર (૨) ચાલો-૪

શરણે આવ્યા છીએ સહાય કરો મા,
નોંધારાની તું આધાર (૨) ચાલો-૫
પાયે પડીને અમે કરીએ વિનતિ,
અરજ અમારી ઉર ધાર (૨) ચાલો-૬

૧૧

(મહાકોપ થયો તે કલિ કાળમાં જો-એ રાહ)

રૂડા ગરબે રમે છે દેવી અંબિકા જો,
પાએ વાગે છે ઘુઘરીના ઘમકા જો. રૂડા૦ ૧
ગરબો જોવાને ગણપતિ આવીયા જો,
સાથે રિદ્ધિ સિદ્ધિને તેડી લાવીયા જો. રૂડા૦ ૨
બ્રહ્મલોકમાંથી બ્રહ્મા જોવા આવીયા જો,
સાથે સાવિત્રીને તેડી લાવીયા જો. રૂડા૦ ૩
વૈકુંઠમાંથી વિષ્ણુ જોવા આવીયા જો,
સાથે મહાલક્ષ્મીને તેડી લાવીયા જો. રૂડા૦ ૪
કૈલાસમાંથી શિવજી જોવા આવીયા જો,
સાથે ગંગા. પાર્વતીને લાવીયા જો. રૂડા૦ ૫
સ્વર્ગલોકમાંથી ઈન્દ્ર જોવા આવીયા જો,
સાથે ઈન્દ્રાણીને તેડી લાવીયા જો. રૂડા૦ ૬
પાતાળમાંથી શેષ જોવા આવીયા જો,
સાથે નાગણીઓને તેડી લાવીયા જો. રૂડા૦ ૭
ઋષિ સહસ્ર અઠયાસી જોવા આવીયા જો,
સાથે ઋષિ પત્નીઓ તેડી લાવીયા જો. રૂડા૦ ૮
એવો આનંદ ઉત્સવ થાય અંબા આંગણે જો,
રાવો ભકત જાય માને વારણે જો. રૂડા૦ ૯

૧૨

( રાગ-ઉપરનો )

અંબે માતના પ્રતાપથી નથી કમી જો,
મ્હારૂં મન સદા પાવલે રહ્યું રમી જો. અંબે૦ ૧
મંત્ર, તંત્ર, યંત્ર જાણુતો નથી કશું જો,
આઈ ધામ નામ આવી અંગમાં વસ્યું જો. અંબે૦ ૨
નથી ગર્વ, સર્વ જનથી હું રંક છું જો,
બાળા બાઇની સગાઈથી નિઃશંક છું જો. અંબે૦ ૩
થયો અંગમાં ઉદય તવ દયા વડે જો,
મૂળાધાર થકી ધામની ખબર પડે જો. અંબે૦ ૪
દલ ચારનું કમલ વેદ વર્ણનું જો,
ત્યાં તો સુખ ગણુનાથના એ શરણુનું જો. અંબે૦ ૫
દેહ-દેવળમાં દેવની બની ગતિ જો,
ખટ પાંખડીના પદ્મમાં પ્રજાપતિ જો. અંબે૦ ૬
મણિપુર સુર નૂર તે વડે થકી જો,
હરિધામમાં તે લક્ષ્મી જડે નકી જો. અંબે૦ ૭
કઠણુ કર્મપાશ નાશ શિવજી કરે જો,
બાર તારને આધાર ચાર ત્યાં ફરે જો. અંબે૦ ૮
આદિ સોળ કળા કંઠ તે વરી રહી જો,
વાણી વૈભવ તે શબ્દને ધરી રહી જો. અંબે૦ ૯
સોઽહંકારને સુમારે અજપા જપે જો,
દલ યુગલમાં તેજ ત્રણુનું ખપે જો. અંબે૦ ૧૦
મૂળાધાર એ મહી ઉપર આકાશ છે જો,
મહાધામમાં ગુરૂ તણો નિવાસ છે જો. અંબે૦ ૧૧

એવું જ્ઞાનનું ગગન મેં તો ભાળીયું જો,
 ત્હેના પુણ્ય વડે પાપને પ્રજાળીયું જો. અંબે૦ ૧૨
એમ જાણીયું ને સુખ મહા માણીયું જો,
 અંગ આપણામાં તીર્થ આણીયું જો. અંબે૦ ૧૩
ઈડા, પિંગળા ને મધ્ય તે મ્હોટી નદી જો,
 ત્હેના સ્નાન વડે નિર્મળ થયું હૃદય જો. અંબે૦ ૧૪
માટે વાણી મારી જાણી લેજો જપ સહી જો,
 મ્હારે આપના વિના બીજાની ખપ નથી જો. અંબે-૧૫
મ્હારા હાથની ફેરવણી ફરે બહુ જો,
 મુદ્રાન્યાસને ઠેકાણે જાણજો સહુ જો. અંબે૦ ૧૬
ભક્તિ પેટમાં પ્રકટી પ્રેમલક્ષણા જો,
 મ્હારે ચાલવું તે આઇને પ્રદક્ષિણા જો. અંબે૦ ૧૭
પાપ પુણ્યનું સાકલ્ય ભરી મનમાં જો,
 અભિમાન પશુ હોમીઓ હવનમાં જો. અંબે૦ ૧૮
ચિત્ત વન્હિમાં ચારી કરી વિભૂતિઓ જો,
 જમું કોળીઓ તે આઇને આહુતિઓ જો. અંબે૦ ૧૯
કરૂં શયન તે દંડવત્ કારણે જો,
 કામ કળા આઇ ઉપર હું તો વારણે જો. અંબે૦ ૨૦
દેહ અભંગનો રંગ કામદેવશો જો,
 જેવી દેવી સેવી તેવી લીલા પામશો જો. અંબે૦ ૨૧
એવો કમળપૂજાનો પાઠ જે કરે જો,
 નવ નિધિ રિદ્ધિ સિદ્ધિ સ્હેજમાં વસે જો. અંબે૦ ૨૨
ફળ સકળ વળે છે, ચંડીપાઠનું જો,
 જુઠ જાણશો ન કવિતાનું ઠાઠનું જો. અંબે૦ ૨૩

પુત્ર પારણાની ઘેર નિત્ય ઘુમડી જો,
જીવે વર્ષ તે વિશેષ આઈ છો ધણી જો. અંબે૦ ૨૪
ગરબો ગાય ને પૂજાય પદ આઇનાં જો,
ધનવન્તરનાં વચન વધાઇનાં જો. અંબે૦ ૨૫

*———*

૧૩

(વેળા વળવાની સુણો કોઇ વાતરે—એ રાહ)

આઈ આરાસુરી અંબે નમું જો,
પ્રીત જોડી કરૂં પ્રણામ. આઇ૦ ૧
હામ હૈયામાં નહિ કદિ હારશું જો,
માજી ત્હારા છે હાથમાં લગામ. આઇ૦ ૨
નર નારી રૂપે નિત્ય નિરખતાં જો,
શ્રી રૂપે સદાય સુખધામ;
વાણી રૂપે પ્રકટ થયાં માવડી જો,
હરો સંકટ મ્હારાં તમામ. આઇ૦ ૩
સરસ્વતી! સદાય સુખદાય છો જો,
લક્ષ્મી વિના લગાર ન હલાય;
ખાય, પીએ ને ખુશ રહે ખેલમાં જો,
એ છે ત્હારો અખંડ મહીમાય. આઈ૦ ૪
નીતિ રૂપ અનુપમ કાલિકા જો,
તીવ્ર તેજ ત્હમારૂં વખણાય;
હૈયાફુટા હીણા સ્હમજે નહિ જો,
ત્હેને સદાય કાલિકા મા ખાય. આઈ૦ ૫
ચતુષ્કોણ મંડપ માનો ઓપતો જો,
ચારે દ્વારોમાં ચિત્ત મુજ ન્હાય;

કમળ સોળની પાંખડી ખીલી રહી જો,
માનું ષટ્કોણ દલ દર્શાય. આઇ૦ ૬

પ્રણવ બિન્દુ ૐકારમાં અતુલ છો જો,
ભક્ત જનોના ભય દૂર થાય;
સહાય કરવાને શક્તિરૂપ છો સદા જો,
ભૂતશુદ્ધિ ને પ્રાણ જ્યાં મૂકાય. આઇ૦ ૭

ત્રણ અક્ષરનું તેજ તારિણી ત્હમે જો,
જાપ જપવાને જગદીશ ચ્હાય;
હર બ્રહ્મા ભજે ભવતારિણી જો,
વેદ નેતિ નેતિ વખણાય. આઇ૦ ૮

પામર જીવ પૂજા હું શી કરૂં જો,
સર્વ ત્હારૂં સરજેલું માય;
અમૃત પાઇને ટાળો મુજ આપદા જો,
વાયુ ધૂપ સમાન વહાય. આઇ૦ ૯

ત્હારા તેજ આગળ દીપ શું કરે જો,
મૂર્ખ જાણી માજી કરો વ્હાલ;
કર્મહીણો કશું સૂઝતું નથી જો,
માજી ત્હારો હું નાનેરો બાળ. આઇ૦ ૧૦

ગાળ દેઉં ત્હોયે વ્હાલ તું કરે જો,
હળવે રહીને તમાચો માર;
ધન્ય ધન્ય માડીના પ્રેમને જો,
રૂધિર કેરૂં બને પય સાર. આઇ૦ ૧૧

અન્ય ઉપકારની ગણના નહિ જો,
જગજનેતા! જગદાધાર!
સેવા-બદલો વાળ્યાની શકિત નહિ જો,
માજી બિન્દુ છો બિંબાકાર. આઇ૦ ૧૨

મૂઢ મતિનો બાળકો હું તાહરો જો,
ભટ્ટ ધીરજરામ ગુણ ગાય;
સહાય કરવાને વેગશું આવે વ્હડી જો,
માનો જયજયકાર વખણાય. આઇ૦ ૧૩

•———•

૧૪

(રાગ–સોહની. ચિર લેકે કદંબ ચ્હડે ગિરિધારી–એ રાહ)

દીયો દર્શન અષ્ટભુજાધારી! (ટેક)
મૈયા લ્યો વિનતિ સ્વીકારી, અંબા લ્યો વિનતિ સ્વીકારી-દી૦

જગમાં આરાસુરી ગાજો છો, ભકતનકે શિર છાજો છો,
અંબા દરબાર આનંદકારી. દી૦ ૨

માએ પ્હેર્યું અંબર જાઉં વારી, નાકે છે હીરાતણી વાળી,
મુખમલકે જાઉં બલીહારી. દી૦ ૩

જાણે કીધી સિંહ ઉપર સ્વારી,
અદ્ભુત લીલા અતિ સુખકારી. દી૦ ૪

જળ સ્થળમાં વ્યાપક મા મ્હારી, દુઃખી સુખી
તણાં છો દાતારી,
ત્રિપુરેશ્વરી! સ્તવન કરૂં ભારી. દી૦ ૫



# સંગીતાવલિ.

૩ (ચાલ ઉતાવળી)

૧

(રાગ-કાફી)

ચાચર મોતીડે વધાવું, અંબામાનો ચાચર મોતીડે વધાવું.ટે.
કુમકુમ કેસરે ચાચર પૂજુંરે, ફુલડીયા વેરાવું (૨) અં૦ ૧
લાજ તજીને હું તો સ્વાંગ સજીનેરે, નાચુંને મંગળ ગાઉં. અં.
દુષ્ટ દુર્જન જે કોઈ બોલેરે, તે મનમાં ન ધરાવું (૨) અં૦ ૩
કહે દલસુખ દીન દામ વિનાનોરે, દેવીનો દાસ કહેવરાઉં. અં.

•———•

૨

(રાગ-ઉપરનો)

નામ ઉપર જાઉં વારી, નારાયણીના નામ ઉપર જાઉં વારી.ટેક
ભક્ત અભયપદ દાયક દેવીરે, સેવકને સુખકારી (૨) ના-૧
વ્યાસ વસિષ્ઠ ને માર્કુંડ સરખારે, વહાલ લીધો છે તારી.ના.
કહે દલસુખ દીન બેઉ કર જોડીરે, મ્હોટી છે આશ ત્હમારી.ના.

•———•

૩

(રાગ-ઉપરનો)

કોણ છે કળીમાં સાચું બાળા વિના કોણ છે કળીમાં સાચું.ટે.
ત્રિભુવન તારણ ! ત્હારો છું સેવકરે,
અન્યને અલબેલી નહિ યાચું. (૨) બા૦ ૧
જગતજનની જય જગદંબારે,
આઇ વિના બીજું સર્વે કાચું. (૨) બા૦ ૨

મે જેણે પોષણ કરી પાળ્યારે,
તહેને પાલવ જઇ બાઝું. (૨) બા૦ ૩
જઠરાએ જનનીએ જાળવીઓરે,
નામી શિષ, નારાયણી! નાચું. (૨) બા૦ ૪
સદા સેવક શક્તિ! હું છું તહમારોરે,
ગવ્હરવાળીના બળે ગાજું. (૨) બા૦ ૫
મણિરામ કહે જેણે બાળા ન સેવીરે,
બાળજો તહેનું ડાચું. (૨) બા૦ ૬



૪

( રાગ–ઉપરનો )

રંગમાં આંખડી રાતી, આજ માની રંગમાં આંખડી રાતી-ટે.
ગુણવન્તી મા ગોખે બીરાજોરે, મદભરી મદમાતી (૨) આ-૧
વાઘ તણે વાહન ચ્હડીનેરે, દૈત્યોના સ્હામું ધાતી (૨) આ-૨
કહે વલ્લભ માને ભાવે જે ભજશેરે, તલવાર ત્હેની તાતી. આ-૩



૫

( રાગ–ઉપરનો )

ગોખની શોભા સારી અંબામાતા ગોખની શોભા સારી.ટેક
સેવા કરે ત્હેને મહાસુખ આપેરે, સહાય કરે ત્રિપુરારી. અં.
સોના રૂપાનાં માને છત્ર બીરાજેરે, દીપક જ્યોત ઝબકારી. અં.
ખડ્ગ ત્રિશૂલ માને ગોખે ઘણેરાંરે, રત્નજડિત ચળકારી. અં.

માએ શણુગાર પ્હેર્યા સોળે શોભિતારે, નાકે તે વેસર વાળી,
વિમળ વણિકને મહાસુખ આપ્યુંરે, ગાયો તે ચારી ત્હમારી.
સોલંકી કેરી શોભા મા રાખીરે, નર કીધો હતી નારી. અં.
આઠે તે દહાડે આદિત્યવારેરે, સંઘ આવે નરનારી. (૨) અં.
દાસ મોતી કહે મૈયા અમારેરે, મ્હોટી છે ઓથ ત્હમારી. અં.



૬

( રાગ–ઉપરનો )

રંગમાં રંગમાં રંગમાંરે, બાળી બહુચરમા ખેલે રંગમાં. ટેક.

અંબે, શ્રીબાળીને લીએ રંગ તાળીરે,
થેઇકાર થેઇકાર થંભમાં (૨) બાળી૦ ૧

અનેક અસુરને માએ સંહાર્યારે,
શોભા બની માના સંઘમાં ( ૨ ) બાળી૦ ૨

સોળ શણુગાર માને અંગે સોહાવેરે,
નક્કી ચુની જડી છે નંગમાં ( ૨ ) બાળી૦ ૩

ચાચર આગળ છંદજ બોલેરે,
ગરબે રમે છે આનંદમાં ( ૨ ) બાળી૦ ૪

ચુવા ને ચંદન, કેસર, કસ્તુરીરે,
અબીર ઉડે આનંદમાં ( ૨ ) બાળી૦ ૫

ચોસઠ યોગિની મા ચાચર ખેલેરે,
ગરબો ગાય આનંદમાં ( ૨ ) બાળી૦ ૬

વલ્લભ કહે માને ભાવે ભજોનેરે,
જઇ નાહ્યા તે ગંગમાં (૨) બાળી૦ ૭

•——•

૭

( રાગ–ઉપરનો )

રંગે રમે, આનંદે રમેરે, આજ નવદુર્ગા રંગે રમે. [ટેક]
આદિત્યે આવ્યાં અલબેલી, મંડપમાં મતવાલી ભમેરે. આ.
સોમે શણગાર માને અંગે સોહાવે, હીરલાને રત્ન માને
અરૂણ સમારે. આજ૦ ૨
મંગળવારે માજી છે ઉમંગમાં, ચાચર આવીને ગરબે રમેરે.
બુધવારે મા બેઠાં બીરાજે, રાસવિલાસ માનો ગાયો ગમેરે. આ.
ગુરૂવારે આઇ ગરબે રમે છે, ચંદન પુષ્પ તે માને ગમેરે. આ.
ભૃગુવારે માજી ભાવ ધરીને, બ્રાહ્મણ જમે તે માને ગમેરે. આ.
શનિવારે મહાકાળી થયાં છે, ભિક્ષાભોજન મનગમતાં જમેરે.
ભટ્ટ વલ્લભ મા દાસ ત્હમારો, શરણે રાખીને ભવ તારો ત્હમેરે.

★——★

૮

( રાગ–ઉપરનો )

દૈત્યોને રણમાં રોળ્યારે, આજ માએ દૈત્યોને રણમાં રોળ્યા. ટે.
માર્યો તે મહીષાસુર મતવાલોરે,
ચંડ મુંડ ચપટીએ ચોળ્યારે. (૨) આજ૦ ૧

શુંભ નિશુંભ તણાં શિષજ છેદ્યાંરે,
ધૂમ્ર લોચન ઢંઢોળ્યોરે. (૨) આજ૦ ૨

ભોંય પડયા પડયા કરે હોકારરે,
ત્રિશૂલ ઉપર તોળ્યારે. (૨) આજ૦ ૩

નવ ખંડમાં માએ નજરજ કીધીરે,
ખપ્પરમાં લઇને ખોળ્યારે. (૨) આજ૦ ૪

બ્રહ્માણી ઈન્દ્રાણી મહેશ્વરી મળીનેરે,
મદ્યના પ્યાલા ઘોળ્યારે. (૨) આજ૦ ૫

આઠમે દિવસે માએ યજ્ઞજ કીધોરે,
હવનમાં લઈને હોમવારે. (૨) આજ૦ ૬

કહે વલ્લભ ત્હારો પાર ન જાણુંરે,
બહોતેર કોટિ દૈત્ય બોળ્યારે. (૨) આજ૦ ૭



૯

(મા પાવાગઢથી ઉતર્યાં મહાકાળીરે—એ રાહ)

હવે અમે અમારે ઘેર જઈએ મા જય અંબે,
  મા બોલ્યું ચાલ્યું માફ માજી જય અંબે. ૧

ત્હમે સેવક જન પ્રતિપાળ છો મા જય અંબે,
  ત્હમે દૈત્યો તણાં છો કાળ માજી જય અંબે. ૨

અમે શરણે ત્હમારે આવીયા મા જય અંબે,
  સદા લેજો ભવાની સંભાળ માજી જય અંબે. ૩

સેવક જાણીને દયા કીજીએ મા જય અંબે,
  આવી ચાચર મુજરો લીજીએ મા જય અંબે. ૪

ત્હમે કૃપા કરો પરમેશ્વરી મા જય અંબે,
  ત્હમે દુઃખ હરોને દાતાર માજી જય અંબે. ૫

દીન જાણીને દુઃખડાં ટાળજો મા જય અંબે,
  સેવક ગણીને સદા પાળજો મા જય અંબે. ૬



૬

# થાળ-છંદ-સ્તુતિ.

૧

( પૂજન વિધિ માનજો મહંમાયા—એ ગઝ )

ભાવતાં લ્યોને મૈયારે ભોજન મન ભાવતાં લ્યોને. મૈયા. ટેક
તળી જલબી ઘેબર ઘીનાં, કંચન-પાત્ર ભર્યાં બરફીનાં,
હાંરે ઉપર મેવારે (૨) તે સર્વે મીસરીનારે. ભો૦ ૧
સુરણુ રતાળુ તળીયાં તેવાં, ભોજન ભાવ બન્યાં બહુ એવાં,
હાંરે મૈયા મનરે (૨) ગમતાં માગી લેવાંરે. ભો૦ ૨
મધુમેવા પકવાન્ન મીઠાઇ, રસોઈ અણુસખડીની પાઇ,
હાંરે નહિ ન્હાવુંરે (૨) પડે હો મહંમાઇરે. ભો૦ ૩
હીરા મોતી હેમ ઘરેણાં, પ્રેમે પ્હેરી લ્યો પટ ઝીણાં,
હાંરે અમૃત ભરીયાંરે (૨) ભવાની! ભજું નેણાંરે. ભો૦ ૪
ગંગાજલ ભરી છે ઝારી, આચમન લીજે મંગલકારી,
હાંરે ઉપર મુખવાસરે (૨) પાન સોપારીરે. ભો૦ ૫
પાવલાં પહેરી પસાર કરીએ, ધનવન્તરનાં ઘરમાં ફરીએ,
હાંરે દેવી દર્શનરે (૨) સાગર તરીએ રે ભો૦ ૬



૨

( રાગ-પીલુ. તાલ લાવણી )

અંબા મા! ત્હારૂં દર્શન દુર્લભ, દર્શનથી દુઃખ ભાગે છે,
અરજ કરીને માને શિષ નમાવું, ધનભાગ્ય મ્હારૂં આજે છે. ટેક

લક્ષ ચોર્યાસી ફેરા ફરી, મનુષાવતાર ધરાવ્યો છે,
ગુલામ ત્હમારો આવ્યો મુસાફીર, માયામાં લપટાયો છે.
કામ, ક્રોધ, મોહ, મત્સર માયા, દુર્મતિ પર ધાયો છે,
લોભ, લહેર એક નદીયાં વહે છે, ઉસમેં જીવ ડુબાયો છે.
ત્હમ વિણ પાર ઉતારે કોણ મા ? ભક્તનકે શિર ગાજે છે,
અરજ૦ ૧

કોઈ એક વખત જીવ જાય ધર્મપર, માયા પાછી લપટાવે છે,
આકીન અમારૂં રહેતું નથી, મ્હારૂં પાપ મ્હને ગભરાવે છે.
હવે ઉપાય શો કરૂં માજી હું ? હમકું કાંઇ બતલાવે છે,
ચાકર બેઠો ચિન્તા માંહે તો, દીલને બહુ ગભરાવે છે.
મ્હારી હકીકત સૌ તું જાણે, ઘટઘટમાં તું બીરાજે છે,
અરજ૦ ૨

નામ નિરંજન, તું દુઃખભંજન, નિર્ધનને ધન આપે છે,
વાંઝીયા દોષ વાંઝીયાનો ટાળી, ત્હેને તું ફર્જંદ આપે છે.
ભકત કરે મા ભક્તિ ત્હમારી, ત્હેને તું દર્શન આપે છે,
જન્મોજન્મનાં પાપ નિવારણ ! એક પલકમાં કાપે છે.
બહુચર બાળી ! અંબા દયાળી ! ભક્તનકુ શિર છાજે છે,
અરજ૦ ૩

મ્હારી હકીકત કહી મહંમાયા ! તુમ વિણ કોન મીટાવે છે,
બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્રને કહીએ, તે ત્હારા ગુણ ગાએ છે.
સર્વ દેવના દેવ ત્હમે છો, તેરા નામકુ ધ્યાએ છે,
મહારાજગીર કહે સત્ય-સદને, અમરપદને પાવે છે.
અમીચંદ કહે છંદ બનાવી, લાજ મ્હારી તુજ હાથે છે,
અરજ૦ ૪

૩

( રાગ-ઉપરનો )

જુઓ માજી હું કહું તે સાંભળો, અંબા બહુચર દીનદયાળ,
સંકટ દુઃખ મ્હારૂં કરો નિવારણ, કર જોડી કહું ત્હારો બાળ.ટેક
ભુલ્યો ભટકતો ફીરૂં, જગતમેં, છોડી હમેરા દેશ વતન,
તુમ બીન મેરા કોઈ નહિ બેલી, જીવ કાયાકા કરો જતન;
સત્સંગત, સદ્બુદ્ધિ આપજો, કર જોડી કહું સત્ય વચન,
કામ ક્રોધ કુબુદ્ધિ ટાળજો, નિર્મળ અંગ મ્હારૂં કરજો મન.
ઘણું ઘણું શું કહીએ અંબા મા! રાખી ફિકર કરજો રખવાલ
સંકટ૦ ૧

બીજી અરજ એક સુણો અંબા મા! ઋણાનુબંધે આવ્યા અહીં
બંદગી કરીને ત્હારૂં દેણુ મીટાવી, ઝટપટસે ફિરજાના સાહી;
મુદત બાંધીને આયા જગત્મેં, ઉસ દિનકી મુજે ખબર નહિ,
કર જોડીને સવાલ કરૂં હું, મારા મનના મનોરથ પૂરજો સહી,
આમ અચાનક પડશે કાયા, યમ જીવ લેઈ જાશે તત્કાળ,
સંકટ૦ ૨

ઉસ દિન મેરા બુરા હાલ હય, કર જોડી કહું પાય પડી,
ઉસ ખાતર સદ્બુદ્ધિ આપજો, કયા કહું તુમકો ઘડી ઘડી;
ગર્ભવાસમેં રહી કરી જે, વાતો કરી'તી બડી બડી,
ખુલા, બંધ દુનીયામેં આયા, ઝટપટ માયા જાલ પડી,
તારણ તુમ હય એકી જગત્મેં તેરા નામકી પકડી ઢાલ,
સંકટ૦ ૩

હવે માજી મ્હારી ફિકર છે તહમને, કર જોડી કહું છું કંગાલ,
યશ અપયશ માજી છે તહમને, હું અજ્ઞાની ત્હારો બાળ;

જેવી તરેહની બુદ્ધિ આપશો, તેવી તરેહની હું ચાલીશ ચાલ,
ત્હારા ભક્તની નિંદા કરશે, તે નરકે પડશે ચંડાલ.
અમીચંદ કહે છંદ બનાવી, કરી કરૂણા સદ્‌બુદ્ધિ આપ,
સંકટ૦ ૪

*——*

૪

( રાગ–ઉપરનો )

સાચું સ્મરણ અંબામાનું, આ સંસાર સઘળો ખોટો,
છે છે છે છેરે ભાઈ નથી નથીરે ભાઈ, જેમ પાણીનો પરપોટો,
( ટેક )

કાચીરે કાયા, ઘર ભાડુતી, પંચ તત્વનું થયું તૈયાર,
જીવ મુસાફીર આવ્યો રહ્યો, માંહી અવધ બાંધીને ધરી
અવતાર;
કાયા શહેરમાં મન સોદાગર, પ્રવૃત્તિ નિવૃત્તિ બે છે નાર,
પ્રવૃત્તિના પાંચ પુત્ર, કામ ક્રોધ મોહ મદ લોભ નિર્ધાર,
એ પાંચેએ વેપાર કીધો, તે વેપારમાં લાગ્યો તોટો. છે-૧

તુટી પેઢી, લુંટી કાયા નગરી, જમડા કેરૂં લાગ્યું જોર,
નાઠી પ્રવૃત્તિ, નાઠા પુત્ર પાંચ, કામ ક્રોધાદિ ચોરના ચોર,
કરનારા તો ખસી ગયા પણ, જીવ બાપડો પડયો અઘોર,
ચોર ગણી જમે બાંધ્યો જીવને, માર માર કરી શોરબકોર,
પડે માર ને રૂદન કરે જીવ, નિવૃત્તિના સ્હામું જોતો. છે-૨

નિવૃત્તિ કહે સુણો રાજાજી, 'પ્રવૃત્તિ તમારી ખસી ગઈ,'
નિવૃન્તિના ધસ્યા પુત્ર પાંચ, દયા ધર્મ જે હૃદય વસી,
જપ તપ કરે ધર્મધ્યાન, ત્હેને બીજી વાતની ન્યુન કશી?

આખર વખતે વિમાન આવે, અંબા નામથી ગયા બેસી,
નિવૃત્તિથી સ્વર્ગ ગયો જીવ, પ્રવૃત્તિથી રાતો'તો. છે-૩
પ્રવૃત્તિ મ્હારી દૂર કરીને, નિવૃત્તિનો કરાવજો સંગ,
યૌવન યુવાની જતી રહેશે જેમ, ઉડી જાય ગુલાબી રંગ,
મહારાજગીર કહે ભુખણદાસ ત્હેને, જીતી જગતમાં કરી સત્સંગ,
અમીચંદ કહે છંદ બનાવી, ગીડગીલ્ર તાલ બાજે મૃદંગ,
જન્મ લઇ જનની નવ જપીઓ, મિથ્યા છે અવતાર ખોટો. છે.



૫

( રાગ—લાવણી )

મ્હારી અરજ સુણો અંબામા બહુચરબાળી !
મહાલક્ષ્મી ! મોરી માત કરો રખવાળી. (ટેક)
માનું તખ્ત દેખી ફાંકડું ને અપરંપાર,
માએ નખશિખ સજ્યા શણગાર ગલે બીચ હાર;
હાથે કડાં, સાંકળાં, રત્ન, મણિ ઝળકાર,
માએ જડી દંત પર રેખ કરે ચમકાર,
છુમ છનન છનન બાજે પાઉંમેં પાયલ ઘમકાર,
શિર મુકુટ છત્ર ઔર નેંનમેં કાજલ સાર,
દામણી, દુલી, અકોટી, નાકમેં વાલી. મહા૦ ૧
હું ભુલ્યો ભટકતો આવ્યો ત્હમારે દ્વારે,
માને દંડવત્ પ્રણામ કરૂં નમસ્કાર;
તું આદ્યશક્તિ, મહંમાયાનો અવતાર,
કીધાં સ્વર્ગ મૃત્યુ પાતાળ કે નવલખ તાર,

તું નિર્ધનીયા, નોંધારાની આધાર,
તેં જળ, સ્થળ, મેરૂ પ્રકટ કીયો સંસાર,
વનવનમેં વનસ્પતિ ખીલી રહી હરિયાળી. મહા૦ ૨

જીવ તંતુ, પશુ પક્ષીની કરે બરદાસ,
તું ઘટ ઘટ વ્યાપક આપ રૂપ પ્રકાશ;
હું અજ્ઞાની, અપરાધી ત્હમારો દાસ,
જુઓ મ્હેર દ્રષ્ટિ મ્હારૂં પાપ પ્રલયકાર થાશે,
ત્હારૂં નામ ગરીબનિવાજ પૂરો મ્હારી આશ,
કરગરી માગું કંગાલ, ત્હમારી પાસ,
મ્હારા મનના મનોરથ પૂરોને ગબ્હરવાળી. મહા૦ ૩

આજ આનંદ થયો. તેરે દર્શનસે સુખ પાયા,
થયું પાપ નિવારણ, નિર્મલ હો ગઈ કાયા;
કહે મહારાજગીર છોડી મોહ, મત્સર ને માયા,
કામ ક્રોધ તજી તવ નામસે નેહ લગાયા,
સંવત્ ઓગણીસ છવીસમેં છંદ બનાયા,
ભાદરવા શુદિ આનંદચૌદશે ગાયા.
કહે અમીચંદ મા! પાર ઉતારો હાથ ઝાલી. મહા૦ ૪

•——•

૬

( રાગ—મહાડ તાલ લાવણી )

અરે તું કેમ જાય ભુલભુલ, મારને માજી નામકી હુલ (ટેક)
ત્રેતાયુગમાં સીતા માતા, લંકા હતી અણમૂલ,
રાવણ મારી લંકા બાળી, ત્યાં તો ઉડતી ધૂલ—અરે-૧

દ્વાપરમેં દુર્યોધન રાજા, ઘણો ફરે ફુલફુલ,
તે પણ રણમાં ગયો રોળાઈ, જીત્યા ભીમ, નિકુલ—અરે-૨

આ પૃથ્વી પર કૈંક થયા ને, કૈંક થશે અણુમૂલ,
સદા ફરે ખપ્પર માતાનું, શોભે હાથ ત્રિશૂલ-અરે-૩
ભવજળ પાર ઉતારો માજી! અરજ કરોને કબુલ,
અમીચંદ કહે જુઓ મ્હેર દ્રષ્ટિથી, જાય ભાગ્ય ખુલખુલ-અ.૪

•——•

૭

(જાદુગારો, ધુતારો કઙ્ગુકર ગાયોરે-એ રાહ)

અંબે મારે! હું ત્હારે પારે શિષ નામું રે,
સદા શરણ સુખસાગર-અંબેમારે. (ટેક)
જગત્ જનેતા જેતા ત્હેં નર નિરખ્યા,
ત્હેના સરખા થયા ન કોઇ અનુભવીરે. સદા૦ ૧
ભવ ભય ભંજન! મુનિ જન રંજન!
ત્હારા અંજન પુરૂષ કોઇને વશ નથીરે. સદા૦ ૨
કાલી, કપાલી બાલી બહુચર તુલજા,
ત્હારી રજાની મજા તો બીજા કોને કહું રે? સદા૦ ૩
કહે ધનવન્તર, મા ત્હમે મંત્ર,
મ્હારા અભ્યન્તરમાં યંત્ર એતો આઈપદરે. સદા૦ ૪

•——•

૮

(રાગ-ભૈરવી ત્રીતાલ)

જેવો તેવો પણ ત્હારો શ્રીઅંબે! ગાંડો ઘેલો પણ
ત્હારો. (ટેક)
કામી, ક્રોધી, માયાલોભી, જગમાં હું છું ધુતારો,
એક નામનો આશરો ત્હમારો (૨) ત્હેણે કહેવાયો સારો. શ્રી.૧

ાત કરીએ સર્વે મિથ્યા, અવગુણ મન નવ આણો,
ેલો ભવ કોણે દીઠો છે મા (૨) આ ભવ પાર ઉતારો. શ્રી-૨

પરદ્રોહી ને પરહત્યારો, પરધનને હરનારો,
પરનારીશું રંગે રમતો (૨) અવળાં આચરણ આચરતો. શ્રી-૩

અડસઠ તીર્થ માને ચરણે, પ્રત્યક્ષ માનો પારો,
ેંધારાને મા આધાર આપે (૨) આવ્યાં વિઘ્નોને વિદારો. શ્રી-૪

અવગુણમાં હું સર્વ ભૂલ્યો, જીવ પડયો છે ન્યારો,
ભટ્ટ વલ્લભ તણી વિનતિ મા (૨) આવાગમને ટાળો. શ્રી-૫

*——*

૯

(રાગ–માઢ. તાલ દીપચંદી)

પ્રેમલ જ્યોતિ ત્હારો દાખવી, મુજ જીવન-પંથ ઉજાળ. ટેક
દૂર પડયો નિજ ધામથી હું, ને ઘેરે ઘન અંધાર,
માર્ગ સૂઝે નવ ઘોર રજનીમાં, નિજ શિશુને સંભાળ-
મ્હારો જીવન-પંથ ઉજાળ પ્રેમલ૦ ૧

ડગમગતો પગ રાખ તું સ્થિર મુજ, દૂર નજર છો ન જાય,
દૂર માર્ગ જોવા લોભ લગીર ન, એક ડગલું બસ થાય-
મ્હારે એક ડગલું બસ થાય-પ્રેમલ૦ ૨

ભભકભર્યાં ચિન્હોથી લોભાયો ને, ભય છતાં ધર્યો ગર્વ,
વીત્યાં વર્ષ ને લોક-સ્મરણથી, સ્ખલન થયાં છે સર્વ-
મ્હારે આજ થકી નવું પર્વ-પ્રેમલ૦ ૩

ત્હારા પ્રભાવે નિભાવ્યો મ્હને માજી! આજ લગી પ્રેમભેર,
નિશ્ચય મ્હને તું સ્થિર પગલેથી, ચલવી પ્હોંચાડશે ઘેર-
દાખવી પ્રેમળ જ્યોતિની સેર-પ્રેમલ૦

રજની જશે ને પ્રભાત ઉજળશે ને, સ્મિત કરશે પ્રેમાળ,
દિવ્ય ગણોનાં વદન મનોહર, મ્હારે હૃદય વસ્યાં ચિરકાળ–
જે મેં ખોયાં હતાં ક્ષણવાર–પ્રેમલ૦ ૫

•——•

૧૦

( રાગ-ધનાશ્રી દાદરો )

ત્રિપુરા ! તોરે શરણુ આવ્યો મને તારો,
માજી બાંહ્ય ગ્રહીને ઉગારો. ત્રિપુરા૦ (ટેક)
નિશદિશ ધ્યાન અંતરઘટ ત્હારૂં મા, પ્રેમે પ્રણામ અમારો,
ગુરૂ હૃદયાનંદ નાથને ચરણે, આ શિષ સદા અર્પનારો. ત્રિ-૧
રક્તાંબર માજી ધરીયાં આભૂષણ, ચન્દ્ર કળા નિજ હાર્યો,
ત્રિનેત્રે ત્રિભુવન વશ કીધું, અક્ષયદાન દઈ ઠારો. ત્રિ-૨
મહંમાયા! જગદંબ! જનેતા મા! બાળક હું છું ત્હમારો,
પરભવ કેરાં પાપ નિવારી મા, આ ભવ મ્હારો સુધારો. ત્રિ-૩
ઘડી ઘડી પળ પળ પાપી પિંડ આ છે, કૈંક કુકર્મ કરનારો,
સાચો ભરોસો સેવક મન આણે મા, એક આધાર ત્હમારો.ત્રિ.
ભીંત ઉપર પગલાં ભરી ચાલું મા, ત્યાં કર ઝાલોને મ્હારો,
ભટ્ટ ધીરજરામ ભાવની ભક્તિ મા, અંતરમાંહી સ્વીકારો. ત્રિ.

•——•

૧૧

( શામળીયાજી કરજો મ્હારી સ્હાયરે–એ રાહ )

અંબા ભવાની! દર્શન ત્હારાં ચ્હાયરે,
ત્હેને સુખ સંપત્ માતાજી! આપજોરે. (ટેક)

લુછો માજી! નયણાં કેરાં નીરરે,
દીન સેવકને ચરણે સદા રાખજોરે. અંબા૦ ૧

ઉમંગ છે આજે ભારી, ગાય ગુણ નર ને નારી,
માજી છો ગબ્હરવાળી, સુખ બધું દો રસાળી!
ચાલતાં આરાસુર આવ્યાં તે નિભાવજોરે. અંબા૦ ૨

( સોરઠો )

આનંદ ઉર અપાર, ત્હારા માનસરોવરે,
કાઢયાં જળથી બહાર, સગાળશાનાં વહાણ તો.
કષ્ટ કાપોને, માજી! સુખ આપોને,
ગબ્હરવાળી, તું દયાળી. પાવાગઢમાં મહાકાળી,
ચુંવાળમાં બહુચર બાળી, દક્ષિણે તુળજા ભવાની,
કહે સેવક તમ ભક્ત તણા ભય ટાળજોરે. અંબા૦ ૩



૧૨

(દીધાં છોડી પિતા માતા—એ રાહ)

જગત્ માજી! તું લે ધારી (૨) સતી અંબા સુખાકારી,
ત્રિવિધના તાપ મા ટાળી, કૃપા દ્રષ્ટિ સદા ન્યાળી. ટેક

જન્મનું સાર્થક થાએ, (૨) કરેલાં પાપ સહુ જાએ,
ભજો અંબામા ઉર ધારી, સતી અંબા સુખાકારી. ૧

દયાની દ્રષ્ટિ મા કરજો, (૨) સંકટમાં આવી દુઃખ હરજો,
અરજ હ્યો ઉરમાં ધારી, સતી અંબા સુખાકારી. ૨

શરણુ હું આવીયો ત્હારી, (૨) સહાય કર આરાસુરવાળી,
મ્હોટી તુજ ઓથ અલબેલી, સતી અંબા સુખાકારી. ૩



૧૩

મ્હારૂં માજી! કરોને મ્હારૂં કાજરે,
વ્હારે ચ્હડજો વ્હેલાં અતિ.

ત્હારે હાથે ભવાની! મ્હારી લાજરે,
વિનવું વારે વારે અતિ. (ટેક)

કોઇને ગામ ગરાસીયા, કોઇને અનેક આધાર;
મ્હારે આશરો તાહરો, ત્હમે ચ્હડજો મા વ્હારરે. વિ૦ ૧

શરણે ત્હમારે આવીયો, સદા કરો સંભાળ;
બાનાની પત રાખજો, ગૌ પ્રતિપાળરે. વિ૦ ૨

કાલાં ઘેલાં બાલુડાં, લીએ ત્હમારૂં નામ;
મન ઇચ્છા પૂર્ણ કરો, કાપી કષ્ટ તમામરે. વિ૦ ૩

અગસ્તપુરીની મંડળી, ગાય ત્હમારા ગુણ;
સદા સંભાળો માવડી! નહિ તો સંભાળ લેશે કોણ રે? વિ૦ ૪

ઘણા ઉમંગથી માવડી! મનમાં ઘણો વિશ્વાસ;
બાળક તુજ અરજી કરે, ત્હેને ગણોને ત્હમે દાસરે. વિ૦ ૫

*——*

૧૪

(રાગ-કાફી)

એ દુઃખ મેરો હરોરે, અલબેલી અંબા! એ દુઃખ મેરો
હરો (ટેક)

ધૂપ, દીપ, નૈવેદ્ય, આર્તિ, ચંદન પુષ્પ ધરોરે-અલ૦ ૧
કામ, ક્રોધ મદ લોભહી નિન્દા, મમતાકુ દૂર કરોરે-અલ૦ ૨
ખડ્ગ ને ત્રિશૂલ કરમાં લેઈને, દુષ્ટોને દૂર કરોરે-અલ૦ ૩
વલ્લભ ધોળો વિનતિ કરો મા, સેવક સહાય કરોરે-અલ૦ ૪



૧૫

(રાગ-સોહણી)

(મુખડાની માયા લાગીરે, મોહન મ્હારા-એ રાહ)

જનનીને જોવા જઇએરે, હો બેની ચાલો. (ટેક)

જનનીને જોવા જઇએ, કર જોડી ઉભા રહીએ,
સુખ દુઃખ સહુ કહીએરે. હો બેની૦ ૧

માનસરોવરે નાહીએ, દાન દ્વિજને તો દઇએ,
લ્હાવો તો લાખેણો લઇએરે. હો બેનીઃ ૨

દલસુખ દીન થઈએ, શ્રીજીના ગુણ ગાઇએ,
અવિચલ પદ પાઈએરે. હો બેની૦ ૩



૧૬

(રાગ–રાહ ઉપરનો)

તુંહી માયા, તુંહી રાયારે, અલબેલી અંબા! (ટેક)

તુંહી માયા, તુંહી રાયા, તુંહી વિશ્વ વિધિરાયા,
રિદ્ધિ, સિદ્ધિ, નિધિ દાયારે. અલ૦ ૧

શાણી! ત્હને જાણી નાણી, કરૂણાની તુંહી ખાણી,
વાણી પ્રાણીમાં સમાણીરે. અલ૦ ૨

ત્રિપુરા! ત્રિશૂલધારી, સિંહ તણી કીધી સ્વારી,
વારી જાઉં બલીહારીરે. અલ૦ ૩

આરાસુર તણી રાણી, કરૂણા કરો કલ્યાણી,
ચંદ કહે જોડી પાણિરે. અલ૦ ૪

—— :o: ——

૧૭

(મા પાવાગઢથી ઉતર્યાં–એ રાહ)

મા અંબા તે રમવા નીસર્યાં, દેવી અન્નપૂર્ણા!
મા શો લીધો શણગારરે, દેવી૦

મા પાવાની પટરાણી, દેવી૦
મા દાંતે લેવરાવ્યું દાણરે, દેવી૦

મા લીલાવટ ટીલડી શોભતી, દેવી૦
મા દામણી રત્ન જડાવરે, દેવી૦

મા કાને તે કર્ણફુલ શોભતાં, દેવી૦
મા ઝાલ્યોને ઝબકારરે, દેવી૦

મા કોટે તે પાટીયાં હેમનાં, દેવી૦
મા કંઠીઓમાં જડાવરે, દેવી૦

મા બાંહે બાજુબંધ બેરખા, દેવી૦
માને દશે આંગળીએ વેઢરે, દેવી૦

મા લીલા તે ગજનું કાપડું, દેવી૦
મા છાયલ રાતી કોરરે, દેવી૦

મા ફુલ ફાંગરનો ઘાઘરો, દેવી૦
મા ઓઢણું કસુંબલ ઘાટરે, દેવી૦

મા પગે તે કડલાં શોભતાં, દેવી૦
મા કાંબીઓ રત્ન જડાવરે, દેવી૦

મા જેરે ગાએ ને જે સાંભળે, દેવી૦
ત્હેની અંબામા પૂરે આશરે, દેવી૦

ભટ વલ્લભ મા તાહરો, દેવી૦
મા જન્મ જન્મનો દાસરે, દેવી૦



★ શ્રેષ્ટ ભોજન

પ્રબંધ માટે

કોટ વિભાગમાં

....સુપ્રસિદ્ધ....




ઠે. બજારગેટ સ્ટ્રીટ,

કોટ - મુંબઈ ૧.

૭

# ગરબા સંગ્રહ.

## ૧ સોલંકીનો ગરબો.

(૧)

સમયે શંભુજીના સુતને આરાધું,
ગ્રન્થ જ્ઞાન-બુદ્ધિ વડે સાધુંરે, મ્હારી બહુચરાજી મા. (ટેક)
સરસ્વતી હાથ ઝાલોને મ્હારો,
હું તો વર્ણન કરૂં બહુચરા ત્હમારોરે. મ્હારી૦ ૨
બ્રાહ્મણ ભાવ ભર્યો ભ્રાન્ત ખાંત ખોલી,
ન આવે નગર સંખલપુર તોલેરે. મ્હારી૦ ૩
કોમળ કડલામાં કાંબીઓ બીરાજે,
પગ પડછંદે ગગન ચૌદ ગાજેરે. મ્હારી૦ ૪
દશે આંગળીએ વીંટીઓ ને વાળા.
નખ વીસ ચળકે નવ લક્ષ તારારે. મ્હારી૦ ૫
ભાલ ભ્રકુટિમાં રવિ તારા ચળકે,
છુટે અંબોડે શિરોમણિ નાગ લળકેરે. મ્હારી૦ ૬
લાયક વાળી વાળીના રંગ જુવા,
ઘોર ઘુઘરા ને વાગે વીછુવારે. મ્હારી૦ ૭
નગર સંખલપુર વૈકુંઠમણિ છે,
ત્હેને માથે માત બહુચરા ધણી છેરે. મ્હારી૦ ૮
મેરૂ મૂકી ધોળાગઢ આવ્યાં,
રાજ સંખલપુર સોહાવ્યાંરે. મ્હારી૦ ૯
છળવા શોણિતપુરનો ભૂપ,
વિશ્વનાથે ધર્યું વામન સ્વરૂપરે. મ્હારી૦ ૧૦

વામન રૂપે બળીનું રાજ લીધું,
કદમ ત્રણ વચ્ચે માએ માપ કીધુંરે. મ્હારી૦ ૧૧
ત્રિજું કદમ પાતાળ મધ્ય માપ્યું,
માનસરોવર માજીને કાજ સ્થાપ્યુંરે. મ્હારી૦ ૧૨
ફુટયું પાતાળ તે પગનું જોર જાણી,
તેમાં પ્રકટયું સજીવન પાણીરે. મ્હારી૦ ૧૩
જળ પ્રકટયું જોઇ પ્રસન્ન થયું વન,
તેમાં આપે માજી પુરૂષાતનરે. મ્હારી૦ ૧૪
ધોળાગઢનું તે રાજ મૂકી દીધું,
આસન આવીને તે ઠામ કીધુંરે. મ્હારી૦ ૧૫
સુખ પામ્યાં આસન કરી સ્થિર,
સરોવરમાં તે પુણ્ય-શરીરરે. મ્હારી૦ ૧૬
રોમ ખીલ્યાં ભરાઈ રસ થુલે,
આસન વાળી બેઠાં વરખડીને મૂળેરે. મ્હારી૦ ૧૭
અભય આસન કરીને માત રહ્યાં,
પરચો આપીને પ્રત્યક્ષ થયાંરે. મ્હારી૦ ૧૮
આપો મતિ માને ચરણે શિષ નામું,
કરી કરૂણા જોયું કાલરી સ્હામુંરે. મ્હારી૦ ૧૯
વજો સોલંકી તે રાજમણિ છે,
ચોક ચારસેં ચુંવાળનો ધણી છેરે. મ્હારી૦ ૨૦
વજો સોલંકી પવિત્ર જેનું નામ,
ઘેર એકસો ને આઠ દૂઝે ગામરે. મ્હારી૦ ૨૧
વજો સોલંકી વૃદ્ધ થયા રાય,
પેટ પુત્ર નથી મ્હોટો અન્યાયરે. મ્હારી૦ ૨૨

વજા સોલંકીની રાણીઓ સોહાવે,
તહેનું પીયર વસઈ મધ્યે કહાવેરે. મ્હારી૦ ૨૩
રૂપ રંગ અને પ્રેમરસ ખીલી,
કુળ ઉંચું અને જાત વાઘેલીરે. મ્હારી૦ ૨૪
ત્હેને ગર્ભ રહ્યો નાભિને પ્રકાશ,
ત્હેની પ્રજાને પુત્રની થઈ આશારે. મ્હારી૦ ૨૫
નવ માસ થયા ગર્ભવાસમાંહી,
પુત્રી જન્મી ને નિરાશા થઇ ત્યાંહીરે. મ્હારી૦ ૨૬
આશા પુત્રની હતી તે ઉડી ગઈ,
મધ્ય રાત્રે એક દીકરી થઈરે. મ્હારી૦ ૨૭
જન્મ થયો મધ્ય રાત્રીને ટાણે,
વાત રાણી ને વડારણ જાણેરે. મ્હારી૦ ૨૮
'રાજા વૃદ્ધ અને રાણીની યુવાની,
'વાત રાખો નગરમાં છાનીરે. મ્હારી૦ ૨૯
'વાત હોઠની બહાર ફડફડશે,
'રાજ ફૂટઇયાંને ઘેર જાશેરે." મ્હારી૦ ૩૦
વેણુ પ્રભાતે વડારણે કહ્યું,
'વ્હેચો સાકર રાયને કુંવર થયોરે. મ્હારી૦ ૩૧
વાત વડારણની નગરમાં જાણી;
આખા દેશમાં તે સાકર વ્હેંચાણીરે. મ્હારી૦ ૩૨
લોક કહે છે રાજાનું રહ્યું પણ,
કર્યું સગપણ જઇ પાટણરે. મ્હારી૦ ૩૩
વેવિશાળમાં વાધ્યો છે રંગભેર,
કન્યા સત્તર, કુંવર વર્ષ તેરરે. મ્હારી૦ ૩૪

કોમળ લહેરપાટ અંગમાં સોહાવે,
ત્હેને મર્દંગી વસ્ત્ર પહેરાવેરે. મ્હારી૦ ૩૫
એ છે કન્યા અને કુંવર કહ્યો છે,
ઉર ઉપર તો અંબુજ રહ્યો છેરે. મ્હારી૦ ૩૬
કન્યા તેડી પાટણ થકી ઘેર,
મધ્ય રાત્રીએ ઉપની શી પેરરે ? મ્હારી૦ ૩૭
જમસ્તાદીલ સ્થિર સંયોગ,
માગ્યો ભામિનીએ ભરથાર સાથ ભોગરે. મ્હારી૦૩૮
કન્યા થાળ ભરી તત્પર થયાં,
મહીપતિ તણી મેડીએ ગયાંરે. મ્હારી૦ ૩૯
આનાકાની થઇ ભ્રાન્ત થઇ ભારી,
વાત ચાવડીએ લીધી વિચારીરે. મ્હારી૦ ૪૦
જાણ્યું બીરાજ્યો છે ભલેરો ભૂપાળ,
'વાંક કોનો કહાડું ફુટ્યું આ કપાળરે.' મ્હારી૦ ૪૧
અણવર હતા સોલંકી જેવા ભૂપ,
જ્યારે જોયું ત્યારે નારીનું સ્વરૂપરે. મ્હારી૦ ૪૨
મહા દુઃખથી ચિન્તાતુર થઇ,
આણું આવ્યું અને પીયર પાછી ગઇરે. મ્હારી૦ ૪૩
માએ માનિનીનું મુખ જોયું ન્યાળી,
સારા ભવ વચ્ચે દેહ જાણે બાળીરે. મ્હારી૦ ૪૪
માતા જુએ છે માનિની કેરૂં મુખ,
'સ્હામા સાસરામાં કોનું છે દુઃખરે.' મ્હારી૦ ૪૫
'દુઃખ, નથી સુખ મરજો મા ને બાપ,
'જન્મ થતાં શે ન કરડયો કાળો સાપરે ? મ્હારી૦ ૪૬

'ઘણા સુખમાં લખાયું મહાદુઃખ,
'ગળથુથીમાં શે ન પાયું વિષરે?' મ્હારી૦ ૪૭

વાત કાઢી પરણ્યાની રીત ભારી,
નર જોયા વિના પરણાવી નારીરે. મ્હારી૦ ૪૮

વળી પાટણમાં વાત બધે થાય,
'કર્યો મહીપતિ મ્હોટો અન્યાયરે. મ્હારી૦ ૪૯

'કેવી અધર્મની વાત મચાવી!
'એણે પુત્રી સાથે પુત્રી પરણાવીરે.' મ્હારી૦ ૫૦

વેણુ પ્રજાનાં કઠણ ઘણાં લાગે,
'તેડું જમાઈ તો ભ્રાન્ત મ્હારી ભાગેરે.' મ્હારી૦ ૫૧

વેણુ પ્રજાનાં પોતે રહ્યો સાહી,
'તેડું રમવાને સાસરે જમાઇરે.' મ્હારી૦ ૫૨

વાત મહીપતિએ કરી ભારી,
લખ્યો કાગળ ને સાંઢ હલકારીરે. મ્હારી૦ ૫૩

'ભાતભાતના સજ્જન સહુ આવો,
'સોલંકીની સાથે રમવાને આવોરે.' મ્હારી૦ ૫૪

સુણી વાત સહુ હરખે ભરાયા,
ચ્હડી સોલંકી તે ચારસેં ગયારે. મ્હારી૦ ૫૫

બન્યા ઘરેણાં પહેરીને નરેશ,
કોઈને વર્ષ થયાં સોળ અને વીસરે. મ્હારી૦ ૫૬

પહેરી બખ્તર પાધર-ભૂમિખેલા,
સજ્યાં આભૂષણ બન્યા ગોરખચેલારે. મ્હારી૦ ૫૭

હેયે હર્ષ ઘણેરો ભરાય,
પછી ભોજનની વેળા થાયરે. મ્હારી૦ ૫૮

વધા સસરો સોલંકી સાથે વાણી,
'થાઓ તત્પર ગંગાજળ પાણીરે. મ્હારી૦ ૫૯

સાથે સર્વેને જમવાનું મન થાય,
તેજપાલ ઘણું મન અકળાયરે. મ્હારી૦ ૬૦

મૂક્યું પાણી, કર્યો ન્હાવાનો વિચાર,
પાસે ચાવડા ઉભા છે દશ બારરે. મ્હારી૦ ૬૧

બોલ્યો સસરો વચન ગર્વભર્યો,
'જમાઈ થાક્યા હશે ચોળી ન્હવરાવોરે.' મ્હારી૦ ૬૨

ઉર ઉપન્યો અંબુજ પૂર લાજે,
'વસ્ત્ર ઉતારૂં તો ભરમ મ્હારો ભાગેરે.' મ્હારી૦ ૬૩

પહોંચો પકડી સસરાએ હાથ સાહ્યો
'મરણ ભલું આ તો મન ખો જાય મ્હારોરે.' મ્હારી૦ ૬૪

એને નાઠાનો જડે નહિ ઠામ,
બાઇએ ઘાલી છે નાસવાની હામરે. મ્હારી૦ ૬૫

નાખ્યો હાથ ને કટારી આવી કુમ(ક),
તેવે પડી પાટણ વચ્ચે બુમરે. મ્હારી૦ ૬૬

દીલ ધારતા તે વાત હવે આવી,
લાલ ચાકરની પાસ મંગાવીરે. મ્હારી૦ ૬૭

હચામચ લોક મધ્યે મચાવી,
મોગલ મળ્યા ત્યાં વીસ બાવીસરે. મ્હારી૦ ૬૮

ક્ષત્રિય બુમ સુણી ઉપન્યું શૂર આપ,
કોટિ ગૌહત્યાનું બેસે શિર પાપરે. મ્હારી૦ ૬૯

પહોંચ્યો પેગડામાં પગનું જોર જાણી,
માર્યો આંચકો ને મુગલ નાખ્યા તાણીરે. મ્હારી૦ ૭૦

કર્મહીણે કર્યો ત્યાં મ્હોટો ફંદ,
    કર્યા બારે દરવાજા બંધરે. મ્હારી૦ ૭૧
સૈન્ય ચાવડો લઇ ચાલ્યો ઘણું જોર,
    'આગળ જાય સોલંકી ત્હારો ચોરરે.' મ્હારી૦ ૭૨
ઘોડા જોર કરી ચાવડે હલકાર્યા,
    ચોક ચારસેં સોલંકી ત્યાં માર્યારે. મ્હારી૦ ૭૩
તેજપાળને લીધો ત્યાં ઘેરી,
    થયો હોકારો ને ઘોડી પાછી ફેરીરે. મ્હારી૦ ૭૪
ચ્હડયું તેજપાળને ઘણું શૂર,
    શૂરા સાતસેં કર્યા ચકચૂરરે. મ્હારી૦ ૭૫
રોમ ખીલ્યાં ને આંખે આવ્યાં જળ,
    શુરા સાતસેં માર્યા બરછીને ફળરે. મ્હારી૦ ૭૬
કર્યો ઘેરો ને રોષ થઇ બુદ્ધિ,
    મારી એડી દરવાજે લાલ કુદીરે. મ્હારી૦ ૭૭
વિકટ સમો થયો ત્યાં ઘણું વિમાસે,
    ચાલી કુતરી તે ઘોડીની વાંસેરે. મ્હારી૦ ૭૮
ચાલી ઘોડી દક્ષિણ ખુણ ન્યાળી,
    લાલ રહેતી નથી હાથમાં ઝાલીરે. મ્હારી૦ ૭૯
ચૈત્ર માસનો તડકો છે ઝાઝો,
    મધ્ય ઝાડી વચ્ચે કાલરી નાઠોરે. મ્હારી૦ ૮૦
કર્યો પશ્ચિમ ઉપર પ્રવેશ,
    છુટે અંબોડે ધૂળ ભરાય કેશરે. મ્હારી૦ ૮૧
જીવ સ્થિર નથી, શોર શો મચાવે,
    પરિશ્રમ પછી શાન્તિ પમાવેરે. મ્હારી૦ ૮૨

આવ્યો ઓર દઈ બોરૂવન પાસે,
સમીસાંજ થઇ ત્યાં નિવાસરે. મ્હારી૦ ૮૩
ચૈત્ર માસનો જબરો છે દિન,
લાગ્યો તાપ ને અકળાયું તનરે. મ્હારી૦ ૮૪
કર્યું આસન આવીને ભોમ ખડી,
જઈ કુતરી ત્યાં ખાબડામાં પડીરે. મ્હારી૦ ૮૫
ઘડી વાર થઈ, જલ પીવા લાગી,
કીધો કુતરો ને ભ્રાન્ત સહુ ભાગીરે. મ્હારી૦ ૮૬
વ્હડી વરખડે દીઠું ન કોઈ જાત,
ત્યારે ઉતાર્યું જઇ લાલ કેરૂં સાજરે. મ્હારી૦ ૮૭
ઘોર વનમાં લોકોની થાય ચોરી,
લાલ ખાબડા ઉપર બાઇએ દોરીરે. મ્હારી૦ ૮૮
લાલ ન્હવરાવીને બાંધ્યો અછોડો,
મટી ઘોડી અને નિપન્યો ઘોડોરે. મ્હારી૦ ૮૯
વિશ્વાસ આવ્યો બાઇને ઘણો મન,
'જલ વચ્ચે ઝંપલાવું મ્હારૂં તનરે. મ્હારી ૯૦
વ્હડી વરખડીએ શોક સમાવા,
કોઈ દીઠું નહિ પછી ગયાં ન્હાવારે. મ્હારી૦ ૯૧
આભૂષણ ઉતાર્યાં કોઈ ન દેખે જન,
ઉતર્યાં જળમાં ને પ્રસવ્યું તનરે. મ્હારી૦ ૯૨
ઉર અંબુજ ગયા છે સમાઈ,
મટી મેરી ને મુખે મુછ આવીરે. મ્હારી૦ ૯૩
રેણુ મટી ગઈ રવિ ઉગ્યો જલદ,
હતી મેરી ને માજીએ કીધો મર્દરે. મ્હારી૦ ૯૪

કર્યું ત્રિશૂલ તે વરખડી મૂળે,
એ એંધાણીએ ભૂમિ મને જડેરે. મ્હારી૦ ૯૫

માજી મળ્યાં રૂપ મેરીનું સમાવ્યું,
સુઝયું શહેર કાલરી ગામ આવ્યુંરે. મ્હારી૦ ૯૬

આવી સેવકને લીધા કર સાહી,
વજા સોલંકીને ઘેર વધાઇરે. મ્હારી૦ ૯૭

વાળ્યું વેર આવ્યું ચારસેંનું ટાણું,
પ્હેલાં પાટણમાં મોકલાવ્યું આણુંરે. મ્હારી૦ ૯૮

આપ્યું સુખ તેથી પડયું એને ચેન,
એવે આવ્યું બોડી મુગલ કેરૂં સૈન્યરે. મ્હારી૦ ૯૯

કરી કોપ એક અસુર આવ્યો જાગી,
મતિહીને દેવમૂર્તિ ભાગીરે. મ્હારી૦ ૧૦૦

ત્રણ લોકમાં પડાવે છે ત્રાસ,
ધર્મ હિન્દુનો કરે છે નાશરે. મ્હારી૦ ૧૦૧

માથે મારણ મળે નહિ કોય,
આવ્યા શહેર સિદ્ધપુરની માંયરે. મ્હારી૦ ૧૦૨

રોકયા બ્રાહ્મણને 'દેવ કોઈ બતાવો,'
'નહિ તો ધર્મ અમારામાં આવોરે.' મ્હારી૦ ૧૦૩

'હિન્દુ મટીને મુસલમાન થાઓ,'
'પઢો કલમો અને મુખે મુલ્લાં ગાઓરે.' મ્હારી૦ ૧૦૪

ત્હેણે બ્રાહ્મણ સર્વેને સંતાપ્યા,
લાજ જતાં નીલકંઠ બતાવ્યારે. મ્હારી૦ ૧૦૫

અજા ત્રણ મારી મૂકીને જાય,
સાચ વિના સજીવન કયાંથી થાયરે? મ્હારી૦ ૧૦૬

મુવાં મુડદાં નથી જીવ્યાં ક્યાંય,
ઘેરો ઘાલ્યો તેણે સિદ્ધપુરમાંયરે. મ્હારી૦ ૧૦૭
દેવ ખોટા જાણી ઘણું અકળાયા,
બ્રાહ્મણે સમર્યાં બહુચર મહંમાયારે. મ્હારી૦ ૧૦૮
"કુળવન્તા ત્હમે ભ્રષ્ટ કેમ થાઓ,
'વસું' પશ્ચિમમાં મ્હને બતાવોરે.' મ્હારી૦ ૧૦૯
ત્યારે બ્રાહ્મણને સાચ ઘણું આવ્યું,
સ્વપ્ન આપ્યું તેથી બોલતાં ફાવ્યુંરે. મ્હારી૦ ૧૧૦
મુસલમાનને બ્રાહ્મણ કહે છે,
'ચાલો પશ્ચિમમાં બહુચરી વસે છેરે. મ્હારી૦ ૧૧૧
બસેં બહોંતેર બ્રાહ્મણ ત્યાં ઝાલ્યા,
અસુર આથમણા લેઈને ચાલ્યારે. મ્હારી૦ ૧૧૨
વિકટ ઝાડીને દેવ સહુ જુએ,
આસન આવી કીધું વરખડીને મૂળેરે. મ્હારી૦ ૧૧૩
માના તેજમાં નથી કાંઈ મણા,
માને પારે આવે છે લોક ઘણારે. મ્હારી૦ ૧૧૪
માને પારે તે મરઘા રમે છે,
જોઇ મોગલોના જીવ ત્યાં ભમે છેરે. મ્હારી૦ ૧૧૫
ઝાલ્યા મરઘા તે નર ને કાંઇ માદા,
મારી અસુરે ત્યાં ભક્ષ કરી ખાધારે. મ્હારી૦ ૧૧૬
પહોર રાત્રે મુઆ મર્ગ બોલ્યા,
ત્યારે મોગલ ઘણા અકળાયારે. મ્હારી૦ ૧૧૭
માએ અસુર ઘણા અકળાવી,
ફાડી પેટ મરઘા નીકળ્યા સાહીરે. મ્હારી૦ ૧૧૮

માના મરઘા નીકળ્યા છે સર્વ,
ત્યારે ઉતર્યો અસુરનો ગર્વરે. મ્હારી૦ ૧૧૯

બોડી મુગલને સત્ય ઘણું આવ્યું,
માને ચરણે જઇ શિષ નમાવ્યુંરે. મ્હારી૦ ૧૨૦

'ઘણા જોયા મેં દેવ બધા ન્યાળી,
'નવ ખંડમાં તું બહુચર બાળીરે.' મ્હારી૦ ૧૨૧

ત્યારે માજીએ કોપ ઘણો કીધો,
'ત્હારા લશ્કરમાં મરણ ભય પેઠોરે.' મ્હારી૦ ૧૨૨

'માજી! માફ કરો જાય મ્હારૂં નામ,
'ત્હારા સોલંકીનો હું છું ગુલામરે.' મ્હારી૦ ૧૨૩

ત્યારે કરૂણા કરી માએ જોયું ન્યાળી,
'મ્હારા સોલંકીને મળ કાલરીરે.' મ્હારી૦ ૧૨૪

વંશ રાખવાને કાલરી ગયો છે,
ત્યાંથી દેશી મુસલમાન થયો છેરે. મ્હારી૦ ૧૨૫

યાદ રહ્યું છે બહુચરા એ કામ,
ત્યારથી ધર્યું ખંભારીયા નામરે. મ્હારી૦ ૧૨૬

તે તો બોલે ને બોલે બંધાણો,
અન્તે ચાકર એ સોલંકી તણોરે. મ્હારી૦ ૧૨૭

પુરૂષ કર્યો નારીનો પસાર,
સાલ સત્યાશીયાને વિસ્તારરે. મ્હારી૦ ૧૨૮

* * (૨) * *

પહેલે લખ્યું એ સર્વ પ્રમાણ,
ચઈ વધાઇ પાટણ થઇ જાણરે. મ્હારી૦ ૧૨૯

ચિત્ત ચાવડાને ખચિત નવ આવે,
'પુરૂષ નારીનો કોણ નિપજાવેરે ?' મ્હારી૦ ૧૩૦
બોલે વાણી મધુરી રસમીઠી,
લેઈ ત્રિશૂલ માજી હૈયે બેઠીરે. મ્હારી૦ ૧૩૧
શુભ સુખ થયું, માએ દુઃખ ટાળ્યાં.
અહડી ચાવડોજી તેડવા આવ્યારે. મ્હારી૦ ૧૩૨
સોલંકીને લઇ પાટણ ગયા છે,
સાથે સસરો જમાઈ એકઠા થયા છેરે. મ્હારી૦ ૧૩૩
બાંધી હાથને સસરો લાગ્યા પાય,
'માફ કરો માજી! થયો મહા અન્યાયરે' મ્હારી૦ ૧૩૪
કહ્યું વેણ માએ કૃપા કરી એવું,
'મુખે માગે તે વરદાન દેઉંરે.' મ્હારી૦ ૧૩૫
લઈ કન્યા સોલંકી ઘેર જાય,
મહાવનમાં માજીનું દહેરૂં થાયરે. મ્હારી૦ ૧૩૬
ચિત્ત ચાવડે ખચિત મન જાણ્યું.
સંવત્ સાલ સાતસેંને ટાણુંરે. મ્હારી૦ ૧૩૭
આપી વિદાય લાગીને પાય,
કન્યા તેડી સોલંકી ઘેર જાયરે. મ્હારી૦ ૧૩૮
તેજપાળ કહે મન માન્યું મ્હારૂં,
માના હુકમે કરાવ્યું દહેરૂંરે. મ્હારી૦ ૧૩૯
એ એંધાણીએ વરખડી બતાવી,
આસન કરવા ભૂમિ ખોદાવીરે. મ્હારી૦ ૧૪૦
હર્ષ તેજપાલને નવ માય,
મહાવનમાં માજીનું દહેરૂં થાયરે. મ્હારી૦ ૧૪૧

કામ પૂરૂં કરો ના રહે અધુરૂં,
તેજપાલ કહે ખાબડું આ પૂરોરે. મ્હારી૦ ૧૪૨

કર્યું દહેરૂં ને વરખડી છે માંહ્ય.
ત્યાં તો સતી બહુચર મા પૂજાયરે. મ્હારી૦ ૧૪૩

વાણી જાણી માજીએ કહ્યા તણી,
ગોખ કર્યો છે ઉત્તર ભણીરે. મ્હારી૦ ૧૪૪

રચી પૃથ્વી કરી, યુગ ચાર,
ત્હેમાં હાથ ચારે ધર્યો અવતારરે. મ્હારી૦ ૧૪૫

કાશી બદ્રી અને કેદાર,
કરે દર્શન સૌ માને દ્વારરે. મ્હારી૦ ૧૪૬

માયા માજીની ચૌદ બ્રહ્માંડ,
આવ્યાં સત્ય જોવા ગુજરાત ખંડરે. મ્હારી૦ ૧૪૭

કર્યો પ્રત્યક્ષ વૈકુંઠ જેવો પારો,
ગુર્જર ખંડમાં પાટણ વાડોરે. મ્હારી૦ ૧૪૮

કાશી, બદ્રી, કેદાર હશે કયાંય,
સર્વ તીર્થ સંખલપુર માંહ્યરે. મ્હારી૦ ૧૪૯

વારે વારે કરૂં માનાં વખાણ,
નથી તૃપ્ત થાતું મ્હારૂં મનરે. મ્હારી૦ ૧૫૦

માના પ્રેમની કળા અકળ કહું છું,
ધરૂં ધ્યાન પશ્ચિમમાં રહું છુંરે. મ્હારી૦ ૧૫૧

આદિ અનાદિ! વસું છું ત્હારી પાસ,
ગામ ગામડામાં માજીનો વાસરે. મ્હારી૦ ૧૫૨

આદિ અનાદિ! ત્હમે છો પ્રસન્ન,
ઘણું કહીએ શું કહેવાતું નથી મનરે. મ્હારી૦ ૧૫૩

દીન જાણી દયાળી હાથ ઝાલ્લ,
સૈન્ય સોલંકીનું કીધું ન્યાલરે. મ્હારી૦ ૧૫૪
તેજપાલ છે માજીનો તન,
અખંડ કીધો સોલંકી કેરો વંશરે. મ્હારી૦ ૧૫૫
ચિત્ત ચાહીને ચરણ ન્હામા ધસે,
'નક્કી તેજપાલને પુત્ર થાશેરે.' મ્હારી૦ ૧૫૬
મોઢ બ્રાહ્મણે અનુભવ લીધો,
માને પારે આવીને વાસ કીધોરે. મ્હારી૦ ૧૫૭
માને પારે મેં પ્રેમરસ પીધો,
ગરબો બાણુંની સાલમાં કીધોરે. મ્હારી૦ ૧૫૮
પૂરી પ્રીતે માનો ગરબો ગાજો સર્વ,
ગરબો જોડયો મેં ભૂમોલ માંહીરે. મ્હારી૦ ૧૫૯
દયારામ માજીના ગુણ ગાય,
ત્હારા હાથની હમેશ શિર છાયરે. મ્હારી૦ ૧૬૦
માતા બહુચરા! ભવાની તું માય,
ટુંકો એકસો ને ત્યાશી પૂરી થાયરે. મ્હારી૦ ૧૬૧
માજી પુરૂષનું પીયર કહાવે,
મહા દુઃખીયાનાં દુઃખ તું સમાવેરે. મ્હારી૦ ૧૬૨
માજી! વર્ણન ત્હમારૂં નવ થાય,
કરજો કરૂણા સર્વ સુખ માંયરે. મ્હારી૦ ૧૬૩
નમે કર જોડીને સહુ બાળ,
તેં તો કર્યાં સેવકને ન્યાલરે. મ્હારી૦ ૧૬૪
જેણે દર્શન કર્યાં આવી ત્યાંય,
ત્હેનાં સર્વ સંકટ હર્યાં માયરે. મ્હારી૦ ૧૬૫

* * (૩) * *

એક ભૂમોલનો વિપ્ર કહેવાય,
હતો વૃદ્ધ એ મ્હોટો અન્યાયરે. મ્હારી૦ ૧૬૬
વંશ રાખવાને નહોતું કોઈ સાર,
ઘણા દુઃખે કર્યો મન વિચારરે. મ્હારી૦ ૧૬૭
'બાઈ બહુચરાને જઇને નિહાળું,'
'માને પારે જઇ દેહ મારો ગાળું રે.' મ્હારી૦ ૧૬૮
બેઠો લાંઘણ કરવાને સાર,
ત્હેને લાંઘણ થઇ દસ બારરે. મ્હારી૦ ૧૬૯
માએ સ્વપ્ન આપ્યું એને ભારી,
'ઘેર જાને ગર્ભ રહેશે તુજ નારીરે. મ્હારી૦ ૧૭૦
પુત્ર થયો એને માજીને પ્રતાપ,
આખા દેશમાં માજીનું થાય નામરે. મ્હારી૦ ૧૭૧

* * (૪) * *

આવ્યો આંધળો માજીને દરબાર,
ઘણી લાંઘણ થઈ છે ત્હેને ઠારરે. મ્હારી૦ ૧૭૨
પડળ ઉઘડયાં ને આંખો થઈ સારી,
ઉઠી માજીને ચરણે લાગ્યો જઇરે. મ્હારી૦ ૧૩૭

* * (૫) * *

અખંડ રાજ રહેજો ગાયકવાડ તણું,
કરી પ્રણામ ઉલ્લાસ મન આણું રે. મ્હારી૦ ૧૩૮
કડી પાટણનું રાજ કરે ત્યાંય,
થયું દર્દ તે ન એમને રૂઝાયરે. મ્હારી૦ ૧૭૫

આવી એમને લોકોએ કીધું ત્યાંય,
‘રાખો બહુચરમા તણી ઉપમાયરે.’ મ્હારી૦ ૧૭૬

રાખી બાધા દિવસ આઠ કેરી,
સારૂં કર્યું માજીએ નજર ફેરીરે. મ્હારી૦ ૧૭૭

થયા હોંશિયાર દુઃખ ગયું જ્યારે,
માનું દહેરૂં કરાવવા માંડ્યું ત્યારેરે. મ્હારી૦ ૧૭૮

તળાવ ખોદાવવા માંડ્યું ચોફેર,
માજી પ્રસન્ન થયાં લાવી મહેરરે. મ્હારી૦ ૧૭૯

ચોફેર ધર્મશાળા કરી ત્યાંય,
વાગે ચોઘડીયાં દેવળ માંયરે. મ્હારી૦ ૧૮૦

ખર્ચ્યા રૂપીયા લાખ બે ચાર,
માનસરોવર બંધાવ્યું પુંઠે સારરે. મ્હારી૦ ૧૮૧

ઘણું રહેજો રાજ ગાયકવાડ કેરૂં,
એવી રીતે પૂર્ણ કર્યું દહેરૂંરે. મ્હારી૦ ૧૮૨

વિપ્ર દયારામ વર્ણવી ગુણ ગાય,
માત બહુચરાનો સેવક કહેવાયરે. મ્હારી૦ ૧૮૩

●———●

૨ હેમા હઠીનો ગરબો.

કલિયુગનો પરચો કહું હો બહુચરી, સાંભળજો સત્ય વાણ,
મેં જેવું નજરે લહ્યું હો બ૦ તેવું કરૂં છું વખાણ. ૧

ગૂજરાત ખંડનું બેસણું હો બ૦ શાહેર અમદાવાદ ગામ,
રાજ ટોપીવાળા તણું હો બ૦ જિન તણાં બહુ ધામ. ૨

હેમા, હઠીભાઈ બે જણા હો બ૦ નગરશેઠ બહુ દામ,
સંઘ કહાડયો તારંગા તણો હો બ૦ નવખંડ માંહે નામ. ૩

સંવત્ અઢાર નવાણુવો હો બ૦ શુદ પંચમી માઘ માસ,
મુહૂર્ત કરી ડેરા તાણીયા હો બ૦ ગામ બહાર કીધો વાસ. ૪
દેશોમાં કંકોત્રી લખી હો બ૦ મળ્યો તે સંઘ અપાર,
હાથી, ઘોડા ને પાલખી હો બ૦ ગાડીઓ રથ પર સ્વાર. ૫
શણગાર ભર્યાં શોભે ઘણું હો બ૦ સોનું રૂપું ને જડાવ,
પહેરી ઓઢીને નીસર્યા હો બ૦ એક એકથી ઉમરાવ. ૬
સાહેબજીને અરજી કરી હો બ૦ વાજાં લીધાં છત્રીસ,
પલટણ લીધી પ્રેમશું હો બ૦ વળાઉ હજાર બત્રીસ. ૭
અનેક વસ્તુ લેઈ વાણીયા હો બ૦ બેઠા કરીને બજાર,
લાભ અલાભ જાણ્યા નહિ હો બ૦ ખર્ચે દ્રવ્ય અપાર. ૮
ગણિકાઓ માંહી નાચતી હો બ૦ કરે બહુ રંગરાગ,
જગત્ જોઇ જોઈ રાચતું હો બ૦ વખાણ કરે મહાભાગ. ૯
સુખી, દુઃખી કોઇ સંઘમાં હો બ૦ લીધા વૈદ્ય ડૉક્ટર,
કાળ નથી કોઇના હાથમાં હો બ૦ પાંચે પહેર્યાં બખ્તર ! ૧૦
જેવું થનાર તેવું થયું હો બ૦ તેવા થયા શકુન,
ગામો તે ગામ વાસો વસ્યા હો બ૦ ભાવે તેવાં ભોજન. ૧૧
નિશાન સોનેરી તણાં હો બ૦ ઠામો તે ઠામ કરે ન્યાત,
લ્હાણાં આપે કાંસા તણાં હો બ૦ જ્યાં હોય પોતાની જાત. ૧૨
સંઘમાં ઢુંડા ફેરવે હો બ૦ ભૂખ્યું તરસ્યું ન રહે કોઈ,
કોઈથી ન થાય તેવું કર્યું હો બ૦ નામ ચારે જગ હોય. ૧૩
શ્રીપૂજ્ય બેઠા પાલખી હો બ૦ બની ઠનીને સ્વચ્થ,
ગોરજી સાથે છે મુખી હો બ૦ તપેશ્વરી સમસ્ત. ૧૪
સ્મરીને સંઘ ચાલતો હો બ૦ આદિત્યનાથ અર્હંત,
તારંગા સુધી આવીયા હો બ૦ મુખે પરિક્રમણું ભણંત. ૧૫

લોક જોઇ વિસ્મય થયું હો બ૦ ઈન્દ્ર તણો વૈભવ
મોહ ભર્યું સાથે ગયું હો બ૦ કર્મ તણો સંયોગ.

આદિત્યનાથ પૂજા કરી હો બ૦ નોકાર ગણે એક ધામ
કેસર ચ્હડે પ્યાલા ભરી હો બ૦ રમે જમે પકવાન્ન.

મન ઈચ્છા પૂરી થઇ હો બ૦ ગર્વ ધરે અતુલ્ય
શ્રીપૂજ્યને જઇ પૂછીયું હો બ૦ ભવિષ્યે પાડી ભૂલ.

યતિએ ગતિ મતિ ફેરવી હો બ૦ 'સાંભળો હેમા હઠીભાઇ
'સાથે અમે મ્હોટા કવિ હો બ૦ સર્વથી બુદ્ધિ સવાઈ.

'પ્રેમે પૂછો અમને સહી હો બ૦ આવું કરો પ્રયાણ
'બીજાને નહિ માનીએ હો બ૦ કેસર પ્રભુને વખાણ.

'આપણા માર્ગ કહ્યા ઘણા હો બ૦ દયાથી પાળીએ જીવ
'બીજાં દેવળ અસુરો તણાં હો બ૦ વિષ્ણુ, શક્તિને શિવ.

'કેસર પ્રભુને ચ્હડાવીએ હો બ૦ કુમકુમનું નહિ કામ
'લોકોને કયાં અથડાવીએ હો બ૦ ચાલો શંખેશ્વર ધામ.'

એક મતિના શ્રાવકો હો બ૦ માન્યું યતિનું વચન
ચાલ્યા છે ત્યાંથી પાધરા હો બ૦ પાલનપુર સહુજન.

આરાસુરીએ વિચારીયું હો બ૦ 'મ્હને માને નહિ કોઇ,
દુષ્ટને દંડવા ધારીયું હો બ૦ ફરી કુબુદ્ધિ ન હોય.

'મુજ વડે મ્હોટા થયા હો બ૦ મુજ વિના રહે રાંક
'મ્હારા દર્શન વિના ગયા હો બ૦ એના તે કર્મના વાંક.'

દેવીએ દિલમાં દયા કરી હો બ૦ 'એ છે મૂર્ખ અજાણ,
રાણાના ઘટમાં ઉતરી હો બ૦ મેલ્યો કાસદ દે જાણ.

'દર્શન કરો અંબા તણાં હો બ૦ હુકમ થયો છે આપ
'સંઘ સુખી થાશે ઘણો હો બ૦ રહેશે ત્હમારી લાજ.'

મગનભાઇએ નિશ્ચય કર્યો હો બ૦ 'જાઉં અંબા એ જાણ'
ગાડી પોતાની પાધરી હો બ૦ કરી તે માર્ગ પ્રયાણ. ૨૮
તે સાથે ત્રીસ ગાડીઓ ગઈ હો બ૦ માજીએ કીધી મહેર,
રાજરિદ્ધે યાત્રા કરી હો બ૦ કુશળ ક્ષેમ આવ્યા ઘેર. ૨૯
અભિમાને થયા આંધળા હો બ૦ હુકમ માજીનો કર્યો લોપ,
છળ ભર્યા પાપી ગયા હો બ૦ ચંડી ભરાણી કોપ. ૩૦
ચોસઠ યોગિની તેડી કહ્યું હો બ૦ 'ખડ્ગ, ખપ્પર લ્યો હાથ,
'શ્રાવકના સંઘને ખાઓ સહી હો બ૦ ભૈરવ લેજો સાથ. ૩૧
હેમા હઠીભાઇને મૂકજો હો બ૦ જુએ તે સંઘનો ઢંગ,
'એક મેરાથી કુંકજો હો બ૦ નવ રહે કોઈનો રંગ. ૩૨
'કુમકુમ એમને વ્હાલું નથી હો બ૦ સર્વે પાળે છે શોક,
'કેસરીયા લાડા કર્યા હો બ૦ ગાય જગત્‌ના લોક.' ૩૩
શિર વચન લઈ યોગિની હો બ૦ ચાલી તે સંઘ મોઝાર,
વન્દન કરી સહુ યોગિની હો બ૦ કંપ્યો છે સંઘ અપાર. ૩૪
ખાઈ પીને સૌ સુઇ રહ્યું હો બ૦ નિશા વિષે નીરાંત,
અણચિન્તવ્યો ભડકો થયો હો બ૦ ધાડ આવી મન ભ્રાન્ત. ૩૫
ઉઠયા વળાઉ શસ્ત્ર લઈ હો બ૦ પડી તે સંઘમાં બૂમ,
પ્હેલાં તેમને ખાઈ ગઈ હો બ૦ અંબા તણો હુકમ. ૩૬
શક્તિ, યતિઓને ખાઈ ગઇ હો બ૦ જેણે આપી એવી બુદ્ધ,
રોગ પેઠો બધા સંઘમાં હો બ૦ નવ રહી કોઇને શુદ્ધ. ૩૭
વિષ્ટા, મૂત્ર નાખે ઘણું હો બ૦ પાણી પોકારે મુખ,
માતા, પિતા, પતિ, પુત્રનું હો બ૦ કેમ જોયું જાય દુઃખ. ૩૮
રૂધિર પીએ તે યોગિની હો બ૦ કાળજું કરડી ખાય,
નાઠું તે લોક હવે કોઇ ધણી હો બ૦ કોણ કરે હવે સહાય ? ૩૯

ઠામો તે ઠામ મુડદાં પડયાં હો બ૦ બાળવા ન રહ્યું કોઇ,
અન્નપાણી વિના આથડે હો બ૦ બહુ હેરાનગતિ થાય. ૪૦
ઝાડ તળે ઉભા રહે હો બ૦ ભાગી પડે ત્હેની ડાળ,
ડેરા ગાડી સુની પડી હો બ૦ મનમાં મ્હોટી ફાળ. ૪૧
ગામમાં પેસવા જાય છે હો બ૦ કહાડી મૂકે તત્કાળ,
દુર્વાસા પુંઠે થઈ હો બ૦ જેમ ચક્ર તણી જ્વાળ. ૪૨
જ્યાં જાય સંઘનું માનવી હો બ૦ ત્યાં પેસી જાય રોગ,
શ્રાવકનું સંગી થશે હો બ૦ ત્હેના તે કર્મના વાંક. ૪૩
હેમા હઠી મુખથી કહે હો બ૦ 'અમને રાખ્યા કેમ માય,
'મુઆ ભલા આ દુઃખથી હો બ૦ વાત જગતમાં થાય.' ૪૪
સંઘ તણો ભંગ થયો હો બ૦ સંઘ તે રંગમાં રોળ,
બચ્યું એટલું અમદાવાદ ગયું હો બ૦ સાહેબે વાસી પોળ. ૪૫
ગામમાં પેસવા દીધા નહિ હો બ૦ કરે અનેક ઉપાય,
માતાની નિન્દા જે કરે હો બ૦ ત્હેની એવી ગતિ થાય. ૪૬
નાકે લીટી પછી તાણીયા હો બ૦ બાધાઓ રાખી સમસ્ત,
'આરાસુરીએ ગયા પછી હો બ૦ પાઘડી બાંધવી સ્વસ્થ. ૪૭
'પારે આવીશું પ્રેમશું હો બ૦ કરીશું હોમ હવન,
'ભેટ ધરીશું ભાવથી હો બ૦ કરો હવે સહુ શાન્ત. ૪૮
'મહેર કરો ઘણી થઈ હો બ૦ માફ કરો મહંમાય,
'પૃથ્વી કરો અમૃત તણી હો બ૦ સર્વ તે સુખીયાં થાય.' ૪૯
પરચો દેખાડી પાપીને હો બ૦ પ્રસન્ન થયાં વરદાય,
પોતાનો યોગ કરી સ્થાપીયો હો૦ બ૦ 'કૃપા કરો મહંમાય.'
ઠામો તે ઠામ રથ કહાડીયા હો બ૦ કરીયાં હોમ હવન,
સંઘ કહાડયો અંબા તણો હો બ૦ દીધાં વધામણાં અનન્ત. ૫૧

ગરબા, માંડવી કહાડી ઘણી હો બ૦ મંગળ ગાય નરનાર,
ધન્ય સકળ ભુવન તણી હો બ૦ ત્હારો સકળ સંસાર. ૫૨
ધરતી ધ્રૂજી તારા ખર્યા હો બ૦ પુંછડીયા ઉગ્યાય,
શરણે ત્હમારે આવીયા હો બ૦ ઉગારો મહંમાય! ૫૩
આ કથા અંબાના ચરિત્રની હો બ૦ સાંભળજો સત્ય જાણ,
નિશ્ચય કર્યું સહુ મનથી હો બ૦ દેવી ચરિત્ર વખાણ. ૫૪
ચદુરામ કર જોડી કહે હો બ૦ આરાસુરીનો દાસ,
ગરબો ગાયને શિખે સાંભળે હો બ૦ અંબામા પૂરે આશ.૫૫



૩ હેમા હઠીનો ગરબો—ર જો.

બળ્યો ઢુંઢીયા ત્હારો ઢંગ, દેવી! તેં તો રાખ્યો રંગ.
બધા સંઘમાં પાડયો ભંગ, દેવી! તેં તો રાખ્યો રંગ.(ટેક)
ન હોતી ગોરજી ત્હને ગમ, દેવી! તેં તો રાખ્યો રંગ,
દેવી! તેં તો રાખ્યો રંગ, અંબા! તેં તો રાખ્યો રંગ. બ૦
એક કહે 'માતાજી જઈએ' બીજે આજ્ઞા લોપી,
મગન કહે 'માતાજી જઇએ' હેમે આજ્ઞા લોપી,
હઠી કહે 'તારંગે જઇએ' (૨) પછી દેવી કોપી. બ૦
પાલનપુરમાં આવીયાને. એકે મરડયું અંગ,
હેમો કહે છે હઠીને 'હવે, કદી ન કહાડું સંઘ.' બ૦
સિદ્ધપુરમાં આવીયાને, કરવા માંડયો ધર્મ,
મનુષ્ય હતું તે મરવા બેઠું, આવી પહોંચ્યું કર્મ. બ૦
ઉંઝામાં તો આવીયાને, અંબા બીરાજે આપ,
'અહ્યા વાણીયા! નાસી જાજો, આવી પહોંચ્યું પાપ.' બ૦

દાઉએ આવી દોટચો દીધીને, ઉતર્યા વડલા હેઠ,
મનુષ્ય હતું તે મરી ગયું, પછી ખબર પૂછે શેઠ. બ૦

મહેસાણાનું મહાજન મ્હોટું, મળવા કારણ જાય,
હેમો પૂછે હઠીને હવે, 'શો કરવો ઉપાય? બ૦

કલોલે કરગરવા લાગ્યા, 'અંબાને આરાધું'
હેમો કહે હઠીને હવે, બાળા મંત્ર સાધું.' બ૦

અડાલજમાં આવીયા, અંબા બીરાજે પોતે,
વાવમાં ઉતરી દર્શન કરીયાં, દીવા બળે છે જયોતે. બ૦

હેમે ઓઢી ચુંદડી, હઠીએ પહેરી ચુડી,
એમ કરીને ઘેર ગઇ છે, હેમા હઠીની જોડી. બ૦



## ૪ પતાઇ રાવળનો ગરબો.

પૂજું ગણપતિના પાય (૨) પૂજું અંબિકાની પાવડીરે,
સેવું સંખલપુર માત (૨) કૃપા કરો મુજ માવડીરે. ૧

ચતુર દેશ ચાંપાનેર (૨) વસે કરૂણાનિધિ કાલિકારે,
કીધો તરણાનો મેર (૨) બહુ ગુણનિધિ બાલિકારે. ૨

ઉપજાવી બધી સૃષ્ટ (૨) પવન પાણી પેદા કર્યાંરે,
કીધો વૃષાનો વૃષ્ટ (૨) ધન, ધાન્ય ધરણી ધારીયાંરે. ૩

નદી, પર્વત ને પહાડ (૨) મહીમંડળ ને માનવીરે,
જાત જાતનાં મા ઝાડ (૨) દેવ, ઋષિ ને દાનવીરે. ૪

પાવાગઢનો પ્રતાપ (૨) વિન્ધ્ય જાણી વાસો વસ્યાંરે,
આદ્યશક્તિ અનુપ (૨) ધર્મલોકથી આવી ધસ્યાંરે. ૫

પતાઈ રાવળ પ્રચંડ (૨) ધર્મ રાજ કરે તે ધણીરે,
જેના દેશમાં નહિ દંડ (૨) કૃપા કાલિકાની છે ઘણીરે. ૬

નવરાત્રી કેરી રાત્ર (૨) રમે ચોસઠ ચોગિનીરે,
માએ વિચાર્યું છે મન (૨) ભોગ જોવાને ભોગિનીરે. ૭

મંગળ માનિનીઓ ગાય (૨) ગરબે રમે સૌ ગામનીરે,
થેઈકાર થેઈકાર થાય (૨) નારાયણીના નામનીરે. ૮

સજ્યા સોળે શણગાર, (૨) ચરણાં ચોળી ને ચુંદડીરે,
કંઠે મુક્તાફળ હાર (૨) ફેર ફરે છે મા કુંદડીરે. ૯

ત્હેમાં કાલિકાજી માત (૨) ગરબે રમવાને આવીયાંરે,
વાણી વેદમાં વિખ્યાત (૨) રૂપ લક્ષ રવિ લાવીયાંરે. ૧૦

જાણે કોટિ ઉગ્યા ભાણ (૨) કળા સોળેથી શ્યામિનીરે,
મુખે શાં કરૂં વખાણ (૨) ભજો માત એવી ભામિનીરે. ૧૧

થઈ પતાઇને જાણ (૨) રૂપ જોવાને કારણેરે,
વાગ્યાં મોહનાં તે બાણ (૨) ધીરજ નવ રહી ધારણેરે. ૧૨

આવ્યાં ઉમીયા ને ઇશ (૨) કાલિકા જોવા કારણેરે,
કમળા ને જગદીશ (૨) વિષ્ણુ જાય માને વારણેરે. ૧૩

લહે બ્રહ્મા ન ભેદ (૨) નારદ નાચે છે નૃત્યમાંરે,
વાણી વખાણે છે વેદ (૨) સુણે સનકાદિક સર્તમાંરે. ૧૪

દેવ તેત્રીસ ક્રોડ (૨) ઈન્દ્ર ઉતારે છે આર્તિરે,
કૃષ્ણ રહ્યા કર જોડ (૨) ભાવ દેખાડે છે ભાવથીરે. ૧૫

મહાપૂજા મધ્યરાત્ર (૨) મંદિર આવી સહુ માનિનીરે,
ત્હેમાં કાલિકાજી માત (૨) સુરલોક કેરી શ્યામિનીરે. ૧૬

પતાઇ રાવળનું પાપ (૨) કામીએ લીધો છે કેડલોરે,
અંબા એકલાં છે આપ (૨) ઝાલ્યો છળ કરીને છેડલોરે. ૧૭

માજી થયાં છે પ્રસન્ન (૨) 'માગ, માગ,' મુખથી કહ્યુંરે.
દેવીએ દીધું દર્શન (૨) લક્ષણહીને તે નવ લહ્યુંરે. ૧૮

બોલ્યો પતાઈ ત્યાં પેર (૨) 'મંદિર આવોજી માહરેરે,'
'ચાલો આવો આપણ ઘેર, (૨) વશવર્તી હું તાહરોરે.' ૧૯

શક્તિએ દીધો ત્યાં શાપ (૨) મૂર્ખ ! મેલ છેડો માહરોરે,
'પાંચે પ્રકટયાં ત્હારાં પાપ, (૨) પ્રાણ, પાવા જાશે તાહરોરે.' ૨૦

કર્યો કાલિકાએ કોપ (૨) 'વિભવ ત્હારો સર્વ વહ્યોરે,'
આપ થયાં છે લોપ (૨) જખ મારી રાજા રહ્યોરે. ૨૧

સુબો સાહેબ સુલતાન (૨) ચાર લક્ષ ઘોડે ચ્હડયોરે,
ઉતારવા મહીપતિનું માન (૨) આવી પાવા તે ગઢ અડયોરે. ૨૨

અદકી કીધી છે આંચ (૨) સુલતાને શેર સાધીયોરે,
પૂરાં વર્ષ થયાં પાંચ, (૨) વઢતાં તે વૈરી વાધીયોરે. ૨૩

ખુટયાં નવાણોનાં નીર (૨) અન્ન થયાં છે મા લોપમાંરે,
ધારણ નવ રહી ધીર (૨) હુબ્યો કાલિકાના કોપમાંરે. ૨૪

શૂરો સાળો સરદાર (૨) ત્હેને છળ કરી ફોડીયોરે,
જઈ કર્યો જુહાર (૨) બુદ્ધિહીન થયો તે વડોરે. ૨૫

પ્રીત પાદશાહશું કીધ (૨) વૈર કીધું વિશેકમાંરે,
'પતાઈ રાવળની રિદ્ધ (૨) જઈ આપું પળ એકમાંરે. ૨૬

'માર્ગ ચાલો મ્હારી સાથ (૨) દેશ જાણે કે દંડીઓરે,'
કોલ દીધો છે હાથ (૨) લશ્કર ચ્હડાવ્યું બંડીયોરે. ૨૭

હૃદય સંગાથે રીસ (૨) મુખે વચન ભાખીયાંરે,
મોતી મણ દસ વીસ (૨) ભુંડે ભરડાવી નાંખીયાંરે. ૨૮

નવસેં નવાણું ત્હેની નાર (૨) રૂડી રત્નાવલ રાણીઓરે,
મારી નાખી છે દરબાર (૨) યૌવનવન્તી તે નવ જાણીયોરે. ૨૯

પ્રીછયો પતાઈ ત્યાં પેર (૨) કોપ કાલિકાનો જાણીયોરે,
વૈરી આવ્યો છે ઘેર (૨) પરવશ પડયો પ્રાણીયોરે. ૩૦

પુત્ર પાટવીને પાંચ (૨) રાજબીજ રણ રોળીયારે,
બીજા પુત્ર તો અનેક (૨) ચાંચડવત્ ગણીને ચોળીયારે. ૩૧

દેશવટો દીધો દરબાર (૨) હસ્તી ઘોડા સર્વે લુંટીયારે,
ભારે ભૂપતિ ભંડાર (૨) હસ્તી ઘોડા સર્વે લુંટીયારે. ૩૨

ગયો શક્તિને શરણુ (૨) પાવાગઢ કેરો રાજીયોરે,
કઠણુ સંભળાવ્યું છે કર્ણુ (૨) મુર્ખ ! મનમાં ન લાજીઓરે ?' ૩૩

'મતિ થઇ'તી મ્હારી મૂઢ (૨) મેં તો ઓળખ્યાં નહિ નામનારે,
'ત્હારાં પરાક્રમ પ્રૌઢ (૨) પૂરો મન કેરી કામનારે.' ૩૪

માએ આપ્યું છે વરદાન (૨) અનામીષ કરીને સ્થાપીયોરે,
આવે વૈકુંઠ વિમાન (૨) સુખ સાગરને આપીયોરે. ૩૫

સાળો શૂરો સરદાર (૨) નરપતિ તેને નડયોરે,
સામંત સોળ હજાર (૨) પૃથ્વી પાડીને પોતે પડયોરે. ૩૬

થઇ પતાઇની હાર (૨) કીધી ઝમર તળાવડીરે,
સામંત સોળ હજાર (૨) મૂઢ મારી નાખ્યા માવડીરે. ૩૭

ઉત્પત્તિ કાલિકાની ગાય (૨) જે કોઇ શિખેને સાંભળેરે,
કરે નારાયણી સહાય (૨) સુખ, સંપત્તિ આવી મળેરે. ૩૮

ઘણી લક્ષ્મી, ગૃહ-સૂત્ર (૨) કરે કામ શુભ કરણાંરે,
વાંઝીયાને આપે પુત્ર (૨) પ્રીતે બંધાવે પારણાંરે. ૩૯

મૂઢ કવિતા ગાય (૨) નિંધિ પામે રંક રાજીયોરે,
ભાવટ ભવ તણી જાય (૨) પુનઃ સ્વર્ગમાં ગાજીયોરે. ૪૦

ઝ્હેરાં સાંભળે તે કર્ણુ, (૨) મરતાં જીવે તે માંદલાંરે,
ચાલે ખોડા તે ચરણુ (૨) આંખે દેખે છે આંધળારે. ૪૧

રોગીઓના ટાળે રોગ (૨) સુખસાગરની સારિકારે,
પામે ભાવતા મન ભોગ (૨) કૃપા કર માત કાલિકારે. ૪૨

શામળ ભટ્ટ શ્રીગોડ (૨) પિતા પુરૂષોત્તમજી તણોરે,
ગરબો ગાય કર જોડ (૨) યશ મહિમા માનો ઘણોરે. ૪૩

•———•

### ૫ અનસૂયાનો ગરબો.

(મારા નયણાની આળસરે ન નિરખ્યા હરીને જરી—એ રાહ)

આવો આનંદ આજેરે, ગાયત્રીના ગુણ ગાવા,
નવરાત્રી છે નિર્મળરે, ચરણ રજ લ્યો લ્હાવા;
મહમાયાનો મહીમારે, સરોવર-માન તણો,
હૃદય-કમળ કળામાંરે, ભર્યો મન ભાવ ઘણો. ૧

માનું મન સાગર છેરે, દૂધતો દયા દરીયો,
કરૂણા જેને કીધીરે, સાગર મુખમાં ઝરીયો;
કથા ત્હેની કહું છુંરે, ધાવ્યા જન જે માને,
સમર્થ થઈ બેઠારે, પૂર્ણ-પદ પયપાને. ૨

રેવાજીને તીરેરે, ઓર સંગમ પાંસે,
ઋષિ અત્રિનો આશ્રમરે, વૈકુંઠ શોભા છે;
અનસૂયા ત્યાં નારીરે, દેવી જેવી મહમાયા,
તપ ત્હેનું ત્યાં જોઇનેરે, ઋષિ દેવે ગુણ ગાયા. ૩

કીર્તિ ત્હેની ત્યાં સુણતાંરે, બ્રહ્મા, હરિ હર જોવા,
પ્રપંચ કરીનેરે, ગયા ત્હેનુ ગપ ખોવા;
સન્યાસીને વેષેરે, અભ્યાગત થઇ એવા,
એને બારણે જઈનેરે, બોલ્યા 'भिक्षां देहि.' ૪

અનસૂયાએ આવીરે, આપ્યું આસન આણી,
બેસારીને ઘરમાંરે, ગયાં જુક્તિ જાણીરે;

કહ્યું સ્વામીને સાચુંરે, 'અતિથી એ આવ્યા છે,
'આજ્ઞા શી કરો છોરે, ફજેતીના ફાવ્યા છે.' ૫

ઋષિ અત્રિ પછી બોલ્યારે, 'ઇચ્છા એમની ઉચરે,
'આપો આહાર એમનેરે, જેથી સાચો ધર્મ તરે;

'સતી છો સમર્થ શુંરે, વિચારો છો મન વિષે?
'સાચામાં તો સાચુંરે, કપટમાં તો કષ્ટ દીસે.' ૬

અનસૂયાજી ત્યાંથીરે, આવ્યાં અતિથિ પાસે,
અન્ન આગળ મૂક્યુંરે, 'જમો ત્હમે સન્યાસ;'

ત્યારે દેવ એ બોલ્યારે, 'અન્ન અમે નવ જમીએ,
'દુધ દેહ અમારોરે, પય પીવા રમીએ.' ૭

અનસુયાએ ઉઠીરે, દુધ આણ્યું ધેનુનું,
ધૂણે શિષ સન્યાસીરે, 'માત વિના પય કોનું?

'પશુનું તો પશુનેરે, માણસનું તો માણસને,
'નજરે પડ્યું ન ખપેરે, અમારા તો તનને.' ૮

ત્યારે સ્હમજ્યાં એ સાચુંરે, સતી સમર્થ ધરણી,
જલ હાથમાં લીધુંરે, ધર્યું ધ્યાન તપકરણી;

અંજલિ જ્હાં અર્પીરે, થયાં શિશુ ત્રણે તહાં,
બાળક માસ બેનારે, રૂવે ત્રણે ઉંહાં ઉંહાં. ૯

ઉર આગળ લીધારે, ધવરાવ્યા ધાઈ,
હરિ, હર, બ્રહ્માનેરે, ઝુલાવે છે ગુણ ગાઈ;

ઉમા, લક્ષ્મી, સાવિત્રીરે, કરે શોધ સ્વામિની,
અનસૂયા ત્યાં દીઠીરે, પોતાની ત્યાં દામિની. ૧૦

અનસૂયાએ આદરરે, દીધો દર્શન પામી,
'મા! મેં દીઠો અચંબોરે, શોધો છો ત્હમે સ્વામી;'

દેવીઓ એમ કહે છેરે, 'કૌતુક આ તો નિરખ્યું,
'સુત ત્રણ ત્હમારેરે, જોઈને જગત્ હરખ્યું.' ૧૧

એમ કહીને તે ઉઠયાંરે, પારણાની પાસે ગયાં,
બાળક બળ દેખીરે, જાણી તણે મોહી રહ્યાં;
ઉમીયાજી કહે છે રે, 'રૂપ આ તો છે સાચું,
'ઓળખાણા નહિ એરે, નથી ત્હારૂં તપ કાચું.' ૧૨

ઋષિ અત્રિએ આવીરે, કહ્યું નિજ નારીને,
'આપો પુરૂષ એમનારે, પ્રભુ પ્રીતિ ધારીને;'
પુત્ર પારણે રાખીરે, ઉઠયા દેવ ત્રણે સહી,
'આ સુત અમ સરખારે,' ગયા દેવ ત્રણે કહી. ૧૩

બ્રહ્મદેવને ઠામેરે, ઋષિ ચન્દ્રમા આવ્યા,
દત્તદેવ નારાયણરે, ગુણે કરી ગુરૂ ગાયા;
દુર્વાસા એ શંકરરે, તે ધનવન્તર જાણે,
પયપાન કર્યાથીરે, મહાપદને માણે. ૧૪

* —— *

## ૬ શંકર સ્વામીનું આખ્યાન.

( રાગ-ઉપરનો )

મહિમા વળી માનોરે, ગાવા મન મ્હારૂં મન હરખે,
આઇ આપે અતિ સુખરે, અમૃત નયને નિરખે;
કથા બીજી કહું છુંરે, જેમાં ગુરૂજ્ઞાન ઘણું,
આખ્યાન છે અદ્‌ભુતરે, આ શંકરસ્વામી તણું. ૧

દેશ દ્રવિડ દયાળુરે, ગામ ગુણવન્ત ગજે,
ત્હેમાં વિપ્ર વસે છેરે, ભવાનીને ભાવે ભજે;
પુત્ર એક અનુપમરે, નારી નિર્મળ લલિતા,
જુક્તિનું છે જોડુંરે, જેવાં સાગર સરિતા. ૨

ગામથી કોષ ઝાઝુંરે, દેવળ એક દેવી તણું,
મૂર્ત્તિ મહા સુન્દરરે જેમાં તત્વ તેજ ઘણું;
નામ નંદા ભવાનીરે, ભજ્યા થકી ભવ ટાળે,
પ્રકટ એમ પોતેરે, જ્યોતે જ્યોત અજવાળે. ૩

ત્હેની પૂજા કારણેરે, વળી વિપ્ર એ આવે,
દધિ; દુધ, ફલાદિકરે, પૂજા પ્રકટ લાવે;
દુધ શેષ વધારીરે, લાવે સુતને સારૂં,
પીએ પુત્ર પ્રસાદીરે, થનારૂં છે હિતકારૂ. ૪

પુત્ર પીને પુછે છેરે, 'માતા પીને આપે છે?'
તાત કહે છે 'હા ભાઈરે, ત્હારાં કષ્ટ કાપે છે;'
સુતે સાચું માન્યું છેરે. માજી નિત્ય દુધ પીએ,
મોકલે મુજ સારૂરે, સ્હમજી એમ શેષ લીએ. ૫

એમ કરતાં ઘણા દિનરે, ગયા દેવી-સેવામાં,
પરગામ જવાનુંરે, વિપ્રને એવામાં;
નર નારીને કહે છેરે, 'જવું પરગામ પડે,'
'મહંમાયઃનું પૂજનરે, કરે કોણ દુધ વડે?' ૬

નારી કહે છે નિશ્ચિંતેરે, 'પધારો પ્રભુ! પ્રેમે,
'પુત્ર કરશે ત્હમારોરે, પૂજા નિર્મળ, નિયમે;
દેવી ધ્યાન ધરીનેરે, વિપ્ર ગયો વિશ્વાસી,
કરશે સુત સાચુંરે, અક્કલ અંતર ભાસી. ૭

રાત ગઈ ઘર ધંધેરે, વાયુ બીજે દિન વ્હાણું,
સુતને સહુ સોંપ્યુંરે, પૂજાપાત્ર તરભાણું;
દુધ, ધૂપ ને દીવોરે, કુલમાંહી ફોફળ છે,
પુત્ર પ્રેમશું ચાહયોરે, પૂજાની તો આ પળ છે. ૮

માને મન્દિર આવીરે, બોલ્યો 'જય જય' વાણી,
ભેટયો ભાવે ભવાનીરે, ચરણ શિષ શું માણી;
પૂજા પૂર્ણ કીધીરે, યથાવિધિ વેદ વડે,
પામ્યો આનંદ અંતરરે, એમાં કેમ ચૂક પડે ? ૯

નૈવેદ્ય લઈનેરે, નજર ધર્યું પય પાવા,
દુધ પ્યાલામાં પૂરીરે, બેઠો માના ગુણ ગાવા;
એમ કરતાં ઘટિકારે, ગઇ કોણ દુધ પીએ ?
જાણતો નથી બાળકરે, ધરીને પાછું લીએ. ૧૦

જાણે પીશે મા સાચુંરે, વધારી મ્હને આપશે,
પીધા વિના ન ચાલેરે, ભૂખે માને દુઃખ વ્યાપશે;
વાર વિશેષ થયાથીરે, બાળક બહુ ગભરાયો,
'દુધ છે મ્હારા ઘરનુંરે, બીજાનું હું નથી લાવ્યો. ૧૧

'વાર કરવાનું કારણરે, કહો મુજને મુખથી,
'વાંક શો છે અમારોરે, પીતાં નથી શા દુઃખથી ?
'પીઓ, નહિ તો હું પાડુંરે, દેહ મ્હારો દુઃખે કરી'
એમ કહીને ત્યાં કરમાંરે, બાળકે તો લીધી છરી. ૧૨

ભણે ભોળી ભવાનીરે, 'બેટા ! લાવો દુધ પીઉ"
કર લાંબો કરીનેરે, પ્યાલું મુખમાંહી લીધું;
દુધ પીને તે પ્યાલુંરે, ઠાલું પાછું મા દે છે,
આશાએ સુત ઉભોરે, વચન કેવાં કહે છે. ૧૩

પુત્ર પાત્રને પટકીરે, અટકી મુખ એમ બોલે,
'નિત્ય આપે વધારીરે, આજ મા તું શું ભૂલે!
'આઈ! આશાએ આવ્યોરે, આશ ભંગ કેમ કીધી?
'ભાગ મ્હારો ન આપ્યોરે, પ્રસાદી પોતે પીધી.' ૧૪

નયને પૂર પાણીરે, બોલે બાળક વાણી,
દેવી વાંકમાં આવીરે, શિશુ થકી શરમાણી;
પ્રેમ પૂર્ણ આવ્યોરે, પોતાને અડક્યો પાનો,
ઉર આગળ લીધોરે, છૈયાને રાખ્યો છાનો. ૧૫

'દુધ ત્હારૂં મેં પીધુંરે, મ્હારૂં દુધ ધવરાવું,'
સ્તન આપ્યાં છે મુખમાંરે, ગુણ એના શા ગાઉં?
માના હૃદય-કમળમાંરે, સરોવર-માન વસે,
શારદા સંપૂર્ણરે, બાળકના તો મન વસે. ૧૬

જ્ઞાનસાગર પીધોરે, લખી શું લખે લેખે?
એ તો રસ કોઇ ન્યારોરે, બ્રહ્માદિક શું દેખે?
ઘેર બાળક પહોંચ્યોરે, શંકર રૂપ બની,
તાતે પુછયું ત્યાં આવીરે, વાણી જાણે મંત્રમણિ. ૧૭

આખ્યાન આ પૂરૂંરે, કથા સંક્ષેપે કહી,
સ્વામી શંકર પ્રકટયારે, વાણી જાશે ગંગા વહી;
મહિમા માનો ગાશેરે, થાશે સુખ સહુ જનને,
ધનવન્તર વાણીરે, માણી લ્યો પરમ પદને. ૧૮



## ૭ કાલિકાનો ગરબો.

(મા પાવા તે ગઢથી ઉતર્યાં એ રાહ)

જગદેવી યશ ગાઉં છું મહાકાળીરે,
જીવ્હાએ વસજો માત પાવાવાળીરે.

સેવક જાણી તાહરો મહા૦ શિર ઉપર ધરજો હાથ. પાવા૦
હોંશ હૈયામાં થાય છે મહા૦ ગુણ ગાવાનું છે મન. પાવા૦
દયા કરો તમ દાસને મ૦ તેથી થાય બુદ્ધિ પાવન. પા૦
ગુણ ગંભીર છે તાહરા મ૦ કહેતાં ન આવે પાર. પા૦
બાળક બુદ્ધિ શું કહું મ૦ જો હોય ત્હારો આધાર. પા૦
નવતેરી નગરી વિષે મ૦ ચંપાવતી ચતુર સુજાણ. પા૦
રામ સરખું રાજ છે મ૦ મહીં વસે અઢારે વર્ણ. પા૦
ત્યાં ચતુર નારીઓ અતિ ઘણી મ૦ નિર્મળ છે જેનાં મન. પા૦
ગરબો ખેલે ચોકમાં મ૦ નવરાત્રી કેરે દિન. પા૦
શણગાર સર્વે શોભતા મ૦ પહેરી હીરાગળ ચીર. પા૦
ગુણવન્તી ગરબો રમે મ૦ રાખીને મનશું ધીર. પા૦
તાળીની ઝડીઓ પડે મ૦ ત્યાં શોભા નૌતમ થાય. પા૦
કોકિલ શબ્દ સોહામણા મ૦ નવરંગી નારી ગાય. પા૦
તે વેળા માતા આવીયાં મ૦ વિજળીના સરખું રૂપ. પા૦
સુરજ સરખાં શોભતાં મ૦ માએ ધાર્યું રૂપ અદ્દભુત. પા૦
રાણીઓ સર્વ ઝાંખી પડી મ૦ છે તેજ તણો અંબાર. પા૦
રાણીઓ મનમાં એમ ધારે મ૦ આ તે કો નવલી નાર ? પા૦
રૂપ સ્વરૂપે આગળી મ૦ જેની સોના સરખી કાય. પા૦
મધ્યરાત્રે રાણીઓ પરવરી મ૦ જઇને વિનવીઓ રાય. પા૦

રાણીઓ રાય આગળ કહે મ૦ 'સાંભળજો પ્રાણાધાર. પા૦
'એક રામા સુન્દિર આવી છે મ૦ જ્યાં બાવનમો બજાર. પા૦
'બત્રીસ લક્ષણ આગળી મ૦ છે પદ્મિનીનો અવતાર. પા૦
'ત્હેને જોઈ ત્રિભુવન મોહી રહે મ૦ તે આગળ નહિ કો નાર.' પા૦
રાજાને નારી ગમી મ૦ વળી સુરજ થયો પ્રકાશ. પા૦
તે દિવસ ગયો અતિ દોહ્યલો મ૦ મનડામાં મોટી હામ. પા૦
વળી રાત પડી દિન આથમ્યો મ૦ ચોઘડીયાં ઠમકે બહાર. પા૦
ઘેર ઘેરથી સહુ નીસર્યાં મ૦ ગરબે રમવા સહુ નાર. પા૦
રંગ મચ્યો સાહેલીમાં મ૦ એવામાં આવ્યાં માત. પા૦
ત્યાં રાણીએ દાસી મોકલી મ૦ રાય આગળ કહેવા વાત. પા૦
ત્યાંથી પતાઈ રાવળ ઉઠયો મ૦ જોવાને નવલી નાર. પા૦
આવી નિરખી નયને ભરી મ૦ વિષય વસ્યો અપાર. પા૦
નખશિખ સુધી નિરખીયાં મ૦ મૂર્છાએ પડીયો રાય. પા૦
રાજા રૂપે મોહી રહ્યો મ૦ નારીશું લાગ્યો નેહ. પા૦
રમતાં રજની વહી ગઇ મ૦ સહુ વળ્યાં પોતાને ઘેર. પા૦
ત્યારે ચાલ્યાં માતા એકલાં મ૦ પતાઇએ જાણી પેર. પા૦
પાપી પુંઠે પરવર્યો મ૦ માતાનો ઝાલ્યો હાથ. પા૦
'માગ, માગ મુખથી' કહ્યું મ૦ એવું મુખથી બોલ્યાં માત. પા૦
'ત્હારૂં રૂપ વસ્યું હૈયા વિષે મ૦ હું રાખીશ મ્હારે ઘેર. પા૦
'ત્યાં મહેલ ચણાવું માણેકના મ૦ તેની કોઈ ન જાણે પેર પા૦
'મ્હારે મહેલે રાણીઓ અતિ ઘણી મ૦ ત્હેમાં પટરાણી આપ. પા૦
'ખાઓ પીઓ ખુબી કરો મ૦ રૂડી રાજ સરખી રીત. પા૦

ત્યારે કોપ કરીને બોલીયાં મ૦ 'ત્હારૂં પ્રકટ્યું રાજા! પાપ. પા૦
'ત્હારૂં રાજ જશે જડમૂળથી મ૦ આવી મળશે ત્હારો ભોગ. પા૦
'ચેત, ચેત, ઓ અભાગીયા!' મ૦ ત્યાં રોપ્યો રણસ્થંભ. પા૦
પોઠ ચલાવી પાધરી મ૦ બુડાયો દરવાજો બંધ. પા૦
યુદ્ધ મચ્યું જેમ જોરથી મ૦ ત્યાં થઇ રહ્યો ઉત્પાત. પા૦
ત્યારે દળ એવું સઘળું રહ્યું મ૦ તે યુદ્ધ થયું વર્ષ બાર. પા૦
લઇ લશ્કરને આગળ થયો મ૦ પછી ભેળવીઓ ચંડાળ. પા૦
લોહી તણી નદીઓ વહી મ૦ ત્યાં વર્ત્યો હાહાકાર. પા૦
ત્યારે પતાઈ રાવળનું પત ગયું મ૦ તે જાણી યુગમાં વાત. પા૦
ત્યારે પતાઇ મનમાં સમજીયો મ૦ મુજ ઉપર કોપ્યાં માત. પા૦
કરગરતો રાજા ગયો મ૦ બેઉ કર જોડી હાથ. પા૦
'મુજ ઉપર માત મહેર કરો મ૦ દળ સઘળું પાછું જાય.' પા૦
મહાકાળી મન એમ ધરે મ૦ રાજાને આપું સુખ. પા૦
મા તું અનામી રાજીયા મ૦ પતાઈનું ટાળ્યું દુઃખ. પા૦
જે ગાય શિખે ને સાંભળે મ૦ ત્હેની માતા પૂરે આશ. પા૦
મા તું ગુણવન્તી કાલિકા મ૦ ગુણ ગાય ગોકુલદાસ. પા૦



૯

## શ્રી જગદંબાની મહીષાસુરને માર્યા પછીની સ્તુતિનું

# ગુજરાતી સમશ્લોકી ભાષાન્તર.

(અનુવાદકઃ–સ્વ. નાથાલાલ રેવાશંકર ભટ્ટ, આગલોડ)

૮

# શક્રાદય સ્તુતિ.

(ચોથો અધ્યાય)

ઋષિ ઉવાચઃ—

બળવાન શત્રુ મહીષાસુરને હણ્યો જ્યાં,
ઈન્દ્રાદિ દેવ સઘળા પૂજવા ગયા ત્યાં;
સ્તુતિ કરી અતિ ઉમંગથી હાથ જોડયા,
ને ચારૂઅંગી સઘળા નમી એમ બોલ્યા. ૧

દેવતાઓ બોલ્યાઃ—

"જે તેજ આ સહુ દેવગણો મહીં છે,
તે તેજનો સમૂહ આ જગમાત! તું છે;
ને જગત્ આ રચીયું તેં તવ શક્તિઓથી,
જગવંદ્ય દેવી! નમીએ કરૂણા કરોને. ૨

જેનો પ્રભાવ વદતાં સુરશેષ થાકયા.
બ્રહ્મા અને શિવજી પણ તહીંયાં વિરામ્યા;
તે ચંડીકા જગતને પરિપાલવાને,
બુદ્ધિ કરો અસુરનો ભય હારવાને. ૩

રાજે તું લક્ષ્મીરૂપથી, અલક્ષ્મી રૂપે,
પુણ્યાર્થી લોકઘરમાં, વળી પાપીઓના;
બુદ્ધિરૂપે, સતહૃદે, શ્રદ્ધારૂપે તું,
સત્ કુળમાં વળી અને ઉંચા જનોમાં;
લજ્જારૂપે વસી રહી નમીએ તને ઓ,
જગમાત દેવી જગની કરૂણા કરોને. ૪

અતિ વીર્યવાન્ રિપુને ત્રિશૂળે વિદાર્યો,
એવી પ્રભાવવતી રૂપ અચિન્ત્ય ત્હારૂં;
દેવો અને સુર મહીં અદ્ભુત ત્હારો,
મહીમા પરાક્રમ તણો, વદીએ શકી શું? ૫

તું હેતુ છે જગતની, તુજમાં રહ્યા છે,
રજ, સત્વ ને તમ ગુણો, નવ દોષ લેતી;
શિવ, વિષ્ણુ તેથી વદતા તુજને અપારા,
ને આશ્રય સકળનો જગમાં તું દેવી!
આ જગત્ના બીજ રૂપે રહી છે તું દેવી!
પરમા, પ્રકૃતિ, આદ્ય ને નિર્વિકારી. ૬

"સ્વાહા" રૂપે તું રહી છે, અમ તૃપ્તિ કાજે,
યજ્ઞો મહીં દઈ જતી આહૂતિઓ જે;
ને પિતૃઓ નિજ તણા બહુ શાન્ત કરવા,
"સ્વધા' રૂપેજ તુજને અતિભોગ દેતા. ૭

અવિચિન્ત્ય ત્હારૂં રૂપ છે, વળી મુક્તિ હેતુ,
મ્હોટાંવ્રતો મહીં વિરાજતી મહા સતી તું;
જે કાબુમાં મન લઈ તુજને ભજે છે,
મોક્ષાર્થી એ મુની તણી વિદ્યાજ તું છે. ૮

ઋગ્વેદ ને યજુર ને વળી સામવેદ,
શબ્દાત્મિકા સકળની નવ કાંઇ ભેદ;
છે એક તું પણ રહી ત્રિરૂપે વિરાજી,
વ્યાધિ, ઉપાધિ, વળી આધિ નિવારનારી. ૯

મેધા, સરસ્વતી અને સહુ શાસ્ત્રવેત્તા,
સંસાર સિંધુ તરવા તવ નામ દુર્ગા;

મધુકૈટભરિપુ હૃદે રહી લક્ષ્મીરૂપે,
ઈન્દુ લલાટ લઈને રહી શિવ શિષે. ૧૦

મુખાકૃતિ તવ દીપે સમપૂર્ણચન્દ્ર,
મૃગાંક ચન્દ્ર લજવે તવ શ્વેતવર્ણ;
નિહાળી એ મુખડુ ને જગ સર્વ મોહે,
આશ્ચર્ય કે મહીષ એ અસુર ન મોહે. ૧૧

જોઈ ભ્રકુટિ પલટી ક્રોધે ભરેલી,
મૃગાંક લાલ લઇને રાતી બનેલી;
મહીષાસુરે નિરખીને નિજ પ્રાણ મુકયા,
જીવેજ કોણ યમરાજ કુપિત દેખ્યા. ૧૨

દેવી! પ્રસાદ દેજે અમને બધાને,
આપ્યું છે સુખ અમને રિપુને હણીને;
વિદારી સૈન્ય મહિષાસુરનું ત્રિશૂળે,
ભૂલ્યા નથી કંઇ અમે તવ છે કૃપાતે. ૧૩

દેવી! પ્રસન્ન નર જેહ પરે તું થઈ છે,
ધનવાન, કીર્તિ, યશ સૌ જગમાં મળે છે,
પુરૂષાર્થ ચાર જગમાં ધન કીર્તિ પામે,
તેનો સદાભ્યુદય છે તવ જ્યાં કૃપા છે. ૧૪

ધર્મીજનો દર દિને ધરતા સુધર્મો,
નીતિ મહીં રહી અને કરતા સુકર્મો;
ત્હારી કૃપા થકી જતા નર સ્વર્ગ એતો,
ત્રિલોકમાં જગતની ફળદાત્રી તું છો. ૧૫

સ્મરતાં ત્હને જન બધા ભયમુક્ત થાતા,
ત્હારા સદા સ્મરણથી શુભ બુદ્ધિ થાતા;

દારિદ્ર, દુઃખ, ભય હારિણી તું વિના કો ?
ના, ના, નથી પરદુઃખે દુઃખતી બીજી કો. ૧૬

હણીને રણે અસુરને નિજ હાથથી તેં,
નરકાધિકારી સહુને શુભ સ્વર્ગ આપ્યું;
ત્હારી કૃપા તણું ફળ જગ સર્વ જાણે,
મારી અસુર જગને સુખ સર્વ આપ્યું. ૧૭

જોતાં તને અસુર કેમ ન ભસ્મ થાતા,
કે શસ્ત્ર હાથ ધરીને કરવો પ્રયાસ;
પણ તું દયાળી! રિપુનું હિત ચિત્ત ચ્હાય,
નિજ શાસ્ત્રના હનનથી રિપુ સ્વર્ગ જાય. ૧૮

શુભ ચન્દ્ર બિંબ સરખું મુખ શુભ ત્હારૂં,
ત્રિશૂળ ખડ્ગ પ્રસરેલ તણો પ્રકાશ;
જોયા છતાં અસુર દ્રષ્ટિ કહે ન હારૂં,
એ છે બધો તવ કૃપા કરૂણા પ્રભાવ. ૧૯

પાપીજનો તવ ગુણો સુણી શ્રેષ્ઠ થાતા,
અવિચિન્ત્ય રૂપ જગમાં સહુથી અજાણ;
ત્હેં દેવજીત અસુરો હણી સ્વર્ગ મેલ્યા,
એ છે બધોય તવ વીર્ય-કૃપા પ્રભાવ. ૨૦

ઉપમા નથી જગત્‌માં તવ પ્રાક્રમોની,
ને રૂપની, અસુરને ભયકારી જે છે;
નિષ્ઠુરતા અસુરની સમરે નિહાળી,
ત્હોયે કૃપા તવ દિલે ત્રૈલોક માંહી. ૨૧

ત્રિલોક આ અખિલને રિપુનાશથી તેં,
તાર્યું, દુઃખી બહુ હતું અસુરો થકી જે;
સ્વર્ગે ગયા ફરી અહા! રખડયા હતા જે,
સુરો, અસુરરિપુ! ઓ નમીએ અમે તો. ૨૨

ત્રિશૂળથી રક્ષ ઓ દેવી! રક્ષ ખડ્ગેથી અંબિકે!
ધનુર્જ્યા ટંકારેથી, રક્ષ તું ઘંટનાદથી. ૨૩

પૂર્વમાં રક્ષ ઓ ચંડી! પાશ્ચમે દક્ષિણે તથા;
ભ્રમણ ત્હારા ત્રિશૂળનાથી, ઇશ્વરી! રક્ષ ઉત્તરે. ૨૪

સૌમ્યને ઘોર તવરૂપો જગત કલ્યાણના અર્થે;
રહ્યાં વિચરી ત્રિલોકે જે, કરો રક્ષણ અમારૂં તે. ૨૫

ખડ્ગ, શૂલ, ગદાદિને, બીજાં તુજ અસ્ત્ર શસ્ત્રથી,
રહ્યાં જે શોભતાં હાથે, કરો રક્ષણ અમારૂં ઓ! ૨૬

ઋષિ ઉવાચઃ—

સ્તુતિ જગદંબ આ રીતે, સુરોએ અર્ચના કરી;
સુગંધિત દિવ્ય પુષ્પોથી, તથા ગંધાનુલેપથી. ૨૭

સુરોએ પૂર્ણભક્તિથી, કર્યો ધૂપ દેવીને ઘણો;
પ્રસન્નાદેવી દેવોને, વધાં આવાં વચન ત્યારે. ૨૮

દેવી ઉવાચઃ—

માગો, આપવા તૈયાર, ઇચ્છિત સર્વને હું છું;

દેવતાઓ બોલ્યાઃ—

દીધું છે સર્વ તેં અમને, ન બાકી કંઇ હવે રહેતું. ૨૯

હણીને મહીષાસુરને, દીધું છે સર્વ તે અમને,
છતાં વરદાં તમે છો તો, અમે તો માગીએ છે કે; ૩૦

સ્મરણ કરીએ અમે જ્યારે, હણે આપત્તિ તું ત્યારે;
તને ઓ નિર્મળામુખી! સ્તવે આ સ્તોત્રથી તેને; ૩૧

વિભવ, ધન, જ્ઞાન, દારાદિ સહુ સંપતિઓ આપો;
પ્રસન્ના તેમના પર રહો, રહ્યાં જયમ છો અમારાપર. ૩૨

ઋષિ બોલ્યાઃ—

જગતને આત્મહિત કાજે, તથાવત્ રીઝવ્યાં દેવી!
ભદ્રકાલી "તથાસ્તુ" એમ કહીને ત્યાં અલોપ થયાં.૩૩

જગત્ ત્રયના હિતાર્થે આમ, દેવી દેવ શરીરથી;
થયાં; તુજને કહી મેં તે કથા હે સુરથ નૃપ. ૩૪

ફરીને ગૌરી દેહ વડે, હણવા શુંભ નિશુંભને;
થયાં ઉત્પન્ન થયાં'તાં, જયમ, પ્રથમ હણવા અસુરોને.૩૫

જગત્ રક્ષા અને ઉપકૃત કરવા દેવ સર્વને,
કહીશ હું જેવી રીતે તે, શ્રવણ નૃપ! ચિત્તથી કરજે.૩૬

"શક્રાદય સ્તુતિ" નામ ચોથો અધ્યાય સંપૂર્ણ.

—અનુવાદકઃ-સ્વ. નાથાલાલ રેવાશંકર ભટ્ટ, આગલોડ



૯

# પ્રકીર્ણ.

૧

નમું હું માત અલબેલી! કરોને સહાય બીરદાળી!
અમે તુજ રંક બાલુડાં, નિવારો દુઃખડાં કુડાં. (ટેક)
જીવનનૌકા અમારી જે. તરે ભવસિંધુની ઉપરે,
રહે સુકાન નવ હાથે, વહે વાયુ પૂરે વેગે. નમું૦ ૧
ખલાસી જીવ અજ્ઞાની, બની ભીરૂ ગયો હારી,
ધરી સુકાન નિજ હસ્તે, ચલાવો વહાણને રસ્તે. નમું૦ ૨

સાખી.

શરણ ત્હમારે આવીયાં, ઉગારો મહંમાય;
વિમલ માત પ્રકટાવજો, અંતર કેરી માંય. નમું૦ ૩

•——•

૨

રૂડી પૂર્ણિમાની રાત (૨)
શોભા રૂડેરી ચાચર ચોકમાં. રૂડી૦

સાખી.

સમોવડી મળી યોગિની, ચાચર કેરી માંય;
ગાએ ગરબા પ્રેમશું, આનંદ ઉર ન માય.
ખેલે ખેલે (૨) ઉરે ધરી ઉમંગરે;
થેઇ થેઇકાર રૂડો થાય ત્યાં. રૂડી૦ ૧

સાખી.

આજુબાજુ અરણ્યમાં, વ્યાપી શાન્તિ અપાર;
અમરાપુરના અમર સૌ, નિરખે રહી નભ માંય.

ઘુમે ઘુમે (૨) ગરબાઓ લેઈ શિરરે,
યોગિની આનંદ સાગરે. રૂડી૦ ૨

સાખી.

રત્નજડિત સિંહાસને, વિરાજીયાં મહંમાય;
પ્રસન્ન વદને બોલતાં, વેણુ મધુરાં ત્યાંય.

એવો રૂડો (૨) આનંદ થાય નિત્યરે,
આરાસુરી તણે બારણે. રૂડી૦ ૩

•——•

૩

(રાગ–ભૈરવી)

તું છે જગ–અધિષ્ઠાત, દયાળી!
તું છે જગ–અધિષ્ઠાત. (ટેક)

શરણે આવ્યા પાળો પ્રીતે,
પૂર્ણ આણી પ્રેમ. દયાળી૦

જીવન કેરી તું અધિષ્ઠાત્રી,
તું હાથે અમ લાજ. દયાળી૦

વિપત્તમાં તમ વિણ બીજું કો,
કરે અમારાં કામ? દયાળી૦

અમ ઉરમાં તમ દિવ્ય પ્રભાની,
રેલે હેલી અપાર. દયાળી૦

મુદ્રિત અંકિત અમ અંતરમાં,
પ્રતિકૃતિ તવ ચિરકાલ. દયાળી૦

વિનવીએ મા કર જોડીને,
રાખો અમારી લાજ. દયાળી૦

•——•

૪

આરાસુર કેરાં રાણી શાણી,
ભક્ત તણાં પ્રતિપાળીરે. આરાસુર૦ ૧

મા ! જગદોદ્ધારક, શુભ વરદાયક,
લાયક જનની દાતારે. આરાસુર (ટેક)

માજી કરજોને વ્હાર, ઉગારી લેજો બાળ;
મા ગવ્હરવાળી, દીનદયાળી,
માત શિરોમણિ સારાંરે. આરાસુર૦ ૧

સુરો સહુ ત્હારા દાસ, સેવે આવી તુજ પાસ;
એવી જગજનની, ત્રિશૂલધારિણી,
બાલા અહુડજો વારેરે. આરાસુરવાળી૦ ૨

•——•

૫

( રાગ-કાફી )

જગત્માં એકજ સુંદિર અંબે નામનું નાવ. (ટેક)
શુદ્ધ હૃદયના માનવી, ત્હેમાં સફર કરે ચોપાસ,
નિર્વિઘ્ને જઈ પાર ઉતરતાં,
કરતાં જનનીનો જયકાર. જગત્માં૦ ૧

સ્વાર્થી, લોભી, આડંબરી કોઈ, બેસતાં નાવની માંય,
અર્ધ સમુદ્રે એ ડોલે અહુડી,
જઇ બેસે દરિયા માંય. જગત્માં૦ ૨

પુનિત નૌકા માતની, ત્હેમાં ખલ તણું નહિ કામ,
દુર્મતિ-જનને સંઘરે નહિ,
વિરલ તણું ત્યાં ઠામ. જગત્માં૦ ૩

૬

## જનનીનો મહિમા.

(આશા ભર્યાં અમે આવીયાંને મ્હારે વ્હાલે રમાડયાં રાસરે—એ રાહ)

અવની-ઉછંગમહી ઓપતી ને કાંઈ-
સંત સુભટ કેરી માયરે, ધન્ય મ્હારી ભારત ભૂમિરે. (ટેક)
વિદ્યા કળાની રૂડી વાટિકા ને ત્હારા-
ગર્ભે રતન મણિ જાતરે. ધન્ય૦ ૨
ચરણે મહાનીર ઘુઘવે ને શિર-
છત્ર હિમાલય પહાડરે. ધન્ય૦ ૩
માથે મુકુટ માએ ધર્યો છે, કાશ્મીરી-
મહા મૂલ્યવાનરે. ધન્ય૦ ૪
હૈયે હીરાના હારલારે વહે-
સિન્ધુ ગંગાના નીરરે. ધન્ય૦ ૫
ઉરે ભર્યાં તે શૂર-દુધડાં તે ધાવે-
શિખ, રાજપુત રણધીરરે. ધન્ય૦ ૬
કેડે કટિબંધ મેખલારે, વિન્ધ્ય-
આબુ ગિરિ તણી હારરે. ધન્ય૦ ૭
જમણે ફરૂકે મ્હારી માવડીરે, ત્હારો-
પાલવડો કચ્છ-ગૂજરાતરે. ધન્ય૦ ૮
ડાબી બાજુએ ભેરી ભુંગળો ને ડંક-
વાગે સુદેશ બંગાલરે. ધન્ય૦ ૯
ભારતભૂમિરે મ્હારી તીર્થભૂમિરે ત્હારી-
રિદ્ધિ સિદ્ધિનો નહિ પારરે. ધન્ય૦ ૧૦

વર્ષોવર્ષ ત્હારા આંગણેરે થાય-
અન્ન તણા અંબારરે. ધન્ય૦ ૧૧

જુવાર, ઘહું, ને બાજરી ને વળી-
ચોખા, કઠોળ નહિ પારરે. ધન્ય૦ ૧૨

લાખો ખેતરમાં નીપજેરે ત્હારા-
મોંઘા તે મૂલ્યના કપાસરે. ધન્ય૦ ૧૩

આંબા, ગુલાબની વાડીઓ ને વળી-
અમૂલખાં ઝુલતાં ઝાડરે. ધન્ય૦ ૧૪

રિદ્ધિ ને સિદ્ધિ ત્હારી એવી ઘણીરે જેનો-
ગણતાં ન આવે પારરે. ધન્ય૦ ૧૫

સારા જગત્‌ની સંપત્તિરે ત્હારા-
આંગણીએ એકઠી જણાયરે. ધન્ય૦ ૧૬

ભારતભૂમિરે, મ્હારી તીર્થભૂમિરે ત્હારા-
પુણ્ય તણો નહિ પારરે. ધન્ય૦ ૧૭

તેત્રીસ કોટિ મહાબળીરે ત્હારા-
ખોળામાં ખેલંતાં બાળરે. ધન્ય૦ ૧૮

આર્ય, મુસલમાન, પારસી તે મ્હારા-
માડીના જાયા વીરરે. ધન્ય૦ ૧૯

સંપે મળીને એક સાથે અહો ત્હારી-
સેવા કરે મહાધીરરે. ધન્ય૦ ૨૦

સ્વામી દયાનંદ; ગુરૂ ગોવિન્દ, રામ-
મોહન વિવેકાનન્દરે. ધન્ય૦ ૨૧

ધર્મના સુધારામાં અર્પી ગયારે નિજ-
કાયા તે આનંદ કંદરે. ધન્ય૦ ૨૨

દેવ સમા દીકરા દાદા થયા ને વળી-
કર્મવીર ગોખલે મહાનરે. ધન્ય૦ ૨૩

વિધવિધ વિઘ્નો ટાળી ગયા ને ત્હારા-
વિશ્વે વધાર્યાં માનરે. ધન્ય૦ ૨૪

આજેય દેશભક્ત એવા અનેક ત્હારા-
ચરણે ખડા મ્હારી માયરે. ધન્ય૦ ૨૫

દક્ષિણમાં દીકરો તિલક રચ્યો ને વીર-
ગાંધી છે કાઠીયાવાડરે. ધન્ય૦ ૨૬

ભૂમિ પંજાબમાં રાખી છે નેક ટેક-
લાલા ને લજપતરાયરે. ધન્ય૦ ૨૭

દેશબન્ધુ કેસરી ગાજી રહ્યો છે બંગ-
દેશે મહા—મતિમાનરે. ધન્ય૦ ૨૮

લાખો કરોડ આવા સાધુ સુપુત ત્હારી-
રક્ષા કરે મ્હારી માયરે. ધન્ય૦ ૨૯

સુખ દુઃખ ઉર કાંઈ લેખે નહિ ને ત્હારી-
ભક્તિનાં દિવ્ય ગીત ગાયરે. ધન્ય૦ ૩૦

અમર તપોરે માતા અમર તપોરે ત્હારા-
બેટાનો નામ મહીમાયરે. ધન્ય૦ ૩૧

આનંદ વિજય હરિશંકર સદાય શુભ-
સ્વરાજ-વાયુ આજ વાયરે. ધન્ય૦ ૩૨

——:✿:——

૭

## અગસ્ત્યપુરી વિષે

( હોરી )

અગસ્ત્યપુરી આનંદકારી, સાબરમતિ જલ વહે ભારી-(ટેક
શ્વેતાચલસે સાબર ચલી આવે, વેગે આવે બહુ ભારી;
તાકે બીચમેં સ્નાન કરત હે, પાપ કટે તતકારી-અ૦ ૧

ઉંચી ટેકરી અજબ નમુના, ઉપર બોરકી ઝાડી;
બાજુમેં તો બગીચા બના હય, શ્યામ મૂર્તિ બહુ સારી-અ૦ ૨

સમનાથ! અબ સહાય કરી, જય ધારેશ્વર ધનધારી;
અર્ધાંગે ઉમીયાજી બીરાજે, તાંહી ધવાંકી બહુ ઝાડી-અ૦ ૩

ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ વસત હે, સર્વે રૈયત તુમારી;
તે ઉપર હુકમદાર, પૃથ્વીસિંહ, ગાદીકો અધિકારી-અ૦ ૪

સુરેશ્વર અબ સહાય કરી, જય મણિભદ્ર વીર ભારી;
બજરંગ બાંહ્ય ગ્રાહી લ્યો હમારી, લજ્જા રાખોને હમારી-અ૦ ૫

ગ્રામકી બીચમેં સુરેશ્વરી શોભે, ભક્તનકે પ્રતિપાળી;
મહેર કરો સેવકપે દયાળી, દુઃખ દારિદ્ર નિવારી-અ૦ ૬

ઉત્તમ જ્ઞાતિ ઔદિચ્ય બ્રાહ્મણની, જોશી હે અટક હમારી;
કેવલ સુત નિર્ભયરામ કહત હૈ, મત મુકના હો વિસારી-અ૦ ૭

•———•

૮

આવ્યા નવરાત્રીના દિન (૨)
ચાલો અંબિકાને પૂજવારે લોલ.
દોડો થઈને અધીર (૨)
ચાલો અંબિકાને પૂજવારે લોલ.

(સાખી)

સિંહાસન પર ઓપતાં, સૌમ્યરૂપે મહંમાય
પૂજા અર્ચન પૂરાં કરી, ગ્રહો માના પાય
સેવો થઇને સુધીર (૨)
ચાલો અંબિકાને પૂજવા રે લોલ.

(સાખી)

વ્હાલભરીએ વાડીયે, વધાવીયે જગમાત
મધુ મંડપની કુંજમી, પ્રગટે એ સાક્ષાત્
એ છે દીનનો આધાર (૨)
ચાલો અંબિકાને પૂજવા રે લોલ.

(સાખી)

શીળી માની છાંયડી, મીઠડાં એ હેત રસાળ
અમૃત ભીની આંખડી, માની નિત્ય જણાય
કરો અમીનાં એ પાન (૨)
ચાલો અંબિકાને પૂજવા રે લોલ.

(સાખી)

પુણ્યભર્યો એ પંથ છે, સુરપુરનો સંચાર
મહીમા ગાઓ નિત્યને, તરજો ભવપરંપાર
ધરી માના આદેશ (૨)
ચાલો અંબિકાને પૂજવા રે લોલ.

(સાખી)

સુણી સેવક સાદને, મલકે એના પ્રાણ
ઉંડી આશિષ એ વદે, લ્યો અમૂલ્ય એ લ્હાણ
છે એ પ્રેમનો પ્રકાશ (૨)
ચાલો અંબિકાને પૂજવા રે લોલ.

—શિવશંકર ત્રિ. ઠાકર

૯

## રણુચંડીનો ગરબો.

(બોલે બોલે ગિરિયોમાં મોર-એ રાહ)

ઘૂમે ઘૂમે રણજંગની માંય,
અંબા ઘૂમે છે.
ડોલે ડોલે દાનવનાં રાજ,
અંબા ઘૂમે છે.

એની આંખડીયે અગ્નિ આજે ઝરે,
પેલા પાપીઓના પ્રાણો એ પળમાં હરે;
એની ભૂજામાં બળ અમાપ
અંબા ઘૂમે છે. —ઘૂમે ઘૂમે.

દક્ષિણ હસ્તે માજીએ અસિ ધરી,
વામ હસ્તે લે દુષ્ટનું શિષ લણી;
ગળે ઝુલે છે મસ્તકની માળ
અંબા ઘૂમે છે. —ઘૂમે ઘૂમે.

છુટા કેશને માજીની ભ્રકુટી કરાળ,
દુષ્ટ અસુરો માના ઝટકે હણાય;
થાય અસુરોનો સંહાર
અંબા ઘૂમે છે. —ઘૂમે ઘૂમે.

આવ્યો મહિષાસુર માની સામે ચડી,
મારી સિંહે તરાપ ચંડી સામે ધસી;
કર્યો પાપીએ ત્યાં હુંકાર
અંબા ઘૂમે છે. —ઘૂમે ઘૂમે.

મહિષ ધઇને પછાડે પૂંછ તહીં,
દેવી વિવિધ સ્વરુપે ત્યાં વ્યાપી રહી;
સુરોનાં ટોળાં ઉભરાય
અંબા ઘૂમે છે. —ઘૂમે ઘૂમે.

રુદ્રાણિ બ્રહ્માણિ માના પડખે ઘૂમે,
ચોસઠ જોગણીયો માનાં ખપ્પર ભરે;
થયા ભૈરવ છડીદાર
અંબા ઘૂમે છે. —ઘૂમે ઘૂમે.

સુરવરોએ શક્તિ માને ચરણે ધરી,
કોટિ સૂર્યોની મામાં પ્રભા પ્રકટી;
તેજ તણા થયા અંબાર
અંબા ઘૂમે છે. —ઘૂમે ઘૂમે.

પામી રોષને દુષ્ટો માની ઉપર ધસ્યા,
મારી તરાપ, માના સિંહે, તેમને ગ્રસ્યા;
પાપીઓનાં પતન ત્યાં થાય
અંબા ઘૂમે છે. —ઘૂમે ઘૂમે.

મહિષાસુર માને પ્રહારો કરે,
માના રોમે રોમે ત્યાં ક્રોધ સ્ફુરે;
માએ લીધું ત્રિશુળ કરાળ
અંબા ઘૂમે છે. —ઘૂમે ઘૂમે.

મારી ત્રિશુળ પાપીના પ્રાણ હર્યા,
ચીરી પેટને આંતરડા કંઠે ધર્યાં;
કર્યો દેવોએ જયજયકાર
અંબા ઘૂમે છે. —ઘૂમે ઘૂમે.

ઈન્દ્ર આવી માજીના પાયે પડે,
બ્રહ્મા ચારે મુખે માના વેદ ભણે;
શંકરનું ડગરૂં સુણાય
અંબા ઘૂમે છે. —ઘૂમે ઘૂમે.

વિષ્ણુ આવી માને હરખે નમે,
સુરમુનિઓ ત્યાં પુષ્પોની વૃષ્ટિ કરે;
સુરલોકમાં આનંદ ઉભરાય
અંબા ઘૂમે છે. —ઘૂમે ઘૂમે.

તારી કીર્તિમા આજે હું હૃદયે ધરૂં,
મારૂં જીવતર મા તારે ખોળે ધરૂં;
મા, એ, છે અમૂલો લ્હાવ
અંબા ઘૂમે છે. —ઘૂમે ઘૂમે.

—શિવશંકર ત્રિ. ઠાકર

•———•

૧૦

રમવા ચાલો, રમવા ચાલો, રમવા ચાલોરે,
આજ અંબેના ચોકમાં રમવા ચાલોરે.

માન મોટું છે સદા એ મહિષાસુરહારિણી,
જગમાં સર્વે જપે જાપ સુરતારીણી;
આજ અંબેના ચોકમાં રમવા ચાલોરે.

અન્નપૂર્ણા જગે ઝગે રૂપ તારુંરે,
અમને સદા સર્વ થકી છે એ પ્યારૂંરે;
આજ અંબેના ચોકમાં રમવા ચાલોરે.

રંગ ભરી રંગે ઝુલે આજ નારીરે,
હસી હસી દે જનો હા! આજ તાલીરે;
આજ અંબેના ચોકમાં રમવા ચાલોરે.

હું તો જાણું કે અંબે છે દિનદયાળ તું,
તુજ પ્રતાપે આજ તારા ગુણ ગાઉં હું;
આજ અંબેના ચોકમાં રમવા ચાલોરે.

—શિવશંકર ત્રિ. ઠાકર



૧૦

# અદ્યતન ગરબીઓ.

નર્મદાશંકર બળદેવરામ રાવળ કૃત

( આગલોડ )

૧

હું તો આરતી ઉતારૂં, અંબે માતનીરે
અંબે માતનીરે, બહુચર માતનીરે- હું તો.
કંઠમાળ તું દયાળ (૨) હૃદયરામ તું સુખધામ,
તું તો ઝગમગતી જ્યોત સકળ વિશ્વનીરે- હું તો.
પૂનિત એક તારૂં નામ (૨) વસ્યું હૃદય કમળમાંય,
તને ઓળખી મેં અંતરના વ્હાલથીરે- હું તો.
ધરે દેવમુનિ ધ્યાન (૨) ગાય નારદ ગુણગાન,
તને રીઝવતા સર્વ મળી સાથમાંરે- હું તો.
વસી જળસ્થળની માંહ્ય (૨) શીતળ જનનિની છાંય,
કરી દુઃખ બધાં દૂર સુખ પારેરે- હું તો.
પ્રેમપૂંજ તું સુખકૂંજ (૨) પદસરોજ તું રસજ્યોત,
પૂણ્ય સરિતા રૂપે તું વહે વિશ્વમાંરે- હું તો.
વિવિધ રંગ તું અભંગ (૨) જીતે જંગ તું અખંડ,
અંગ અંગમાં ઉમંગ રંગ જંગનારે- હું તો.
દેવ ગણુની રખવાળ (૨) દુષ્ટ દાનવની કાળ,
ચુંડ મુંડને મહીષ, સમા મારીયારે- હું તો.
કરી પૃથ્વિને પ્રશાંત (૨) હર્યાં ત્રિભૂવનનાં તાપ,
ચરણુ કમળમાં હું પ્રણમું તને વ્હાલથીરે હું તો.

૨

( ગરબો ) હીંચ.

સિંહે ચઢીને માત, દાનવ સંહારવા,
લેઈને હાથમાં ત્રિશૂળરે, હો માવડી–ચાલ્યાં રણ જંગમાં.

શક્તિ સ્વરૂપ માત, જગમાં અનૂપ છો,
ધારીને રૌદ્ર સ્વરૂપરે, હો માવડી–ચાલ્યાં રણ જંગમાં.

તેજ તણો તાપ જોઈ. દાનવ સૌ દાઝતા,
નયને વહે અંગારરે, હો માવડી,
કાળજડાં દૈત્યોનાં કપાયરે–ચાલ્યાં રણ જંગમાં.

ચરણના પ્રહાર થકી ધરતી સૌ ધ્રૂજતી
ડોલી રહ્યા દીગપાળરે, હો માવડી,
દીસે પ્રલય તણું પૂરરે–ચાલ્યાં રણ જંગમાં.

સૂરને અસૂર તણા. પ્રચંડ જંગ જામતા,
દાનવનો ત્રાસ અપારરે, હો માવડી,
કરવા સૂરોને સ્હાયરે–ચાલ્યાં રણ જંગમાં.

પ્રગટયાં પૂનિત જયોત, જગમાં પ્રસરાવતાં,
કરવા દુઃખોનો નાશરે, હો માવડી,
ધરમીની રાખવાને લાજરે–ચાલ્યાં રણ જંગમાં.

•———•

૩

(મહીમા જેનો ગાતાં લખાયા ગ્રંથ–એ રાહ)

મહીમા માનો ગાતાં વેદ પુરાણ,
ધન્ય ધન્ય એ આરાસુરી માતનેરે—
અવિચળ જેની કીર્તિ આ જુગમાંય,
ધન્ય ધન્ય એ આરાસુરી માતનેરે. મહીમા.

(સાખી)

સુરમૂનીવર મુખથી રટે, ધરે બ્રહ્માદિક ધ્યાન
થાકયા પણ પામ્યાં નહિં, અકળગતિનો પાર.

સાચું માનું શર્ણ સદા યાચીયેરે,
નીરમળ મતિથી જીવન તારીયેરે,
ખોલી હૃદય તણાં દ્વાર,
સદા માતને આરાધીએરે- મહીમા.

*——*

૪

(મુગટમણિ મેં માની લીધા-એ રાહ)

મુગટમણિ મા તમને માન્યાં,
દયાળુ તમે દુઃખડાંને ટાળ્યાં. મુગટમણિ.
અમૃતના પ્યાલા માજીને પારે,
આજ અમે પીધા. મુગટમણિ.
અંતરની વેદના માએ મટાડી,
કાળજડાં ઠાર્યાં. મુગટમણિ.
અમૃત ભરેલી માજીની આંખડી,
અંતર અજવાળ્યાં. મુગટમણિ.
સંકટના સાગરે નોકા બનીને,
કાંઠડે ઉતાર્યાં. મુગટમણિ.
ભીડ પડયે માત ભક્તોની વ્હારે,
દોડીને આવ્યાં. મુગટમણિ.
પીડા અસૂરની ના સહેવાતાં,
દેવોએ સંભાર્યાં. મુગટમણિ.

મેરૂ પ્રદેશમાં જઇ સરવેએ,
માને આરાધ્યાં. મુગટમણિ.
દેવોને સંકટમાંથી ઉગારવા,
માજી ત્યાં પ્રગટયાં. મુગટમણિ.
બાળા સ્વરૂપે આવી માજીને,
દાન અભય દીધાં. મુગટમણિ.
વિધવિધ રૂપો ધરીયાં માતાજી,
ત્રિભૂવનમાં ઘુમ્યાં. મુગટમણિ.
સાંગ ત્રિશૂળને બરછીની ધારે,
દાનવને માર્યાં. મુગટમણિ.
સ્થાપીને શાન્તિ અવનિની ઉપરે,
ગોખે જઇ બેઠાં. મુગટમણિ.



૫

(સાલુડો ઓઢું ઓઢું ને સરી જાય છે—એ રાહ)

આભમાં ખીલી રૂપેરી ચાંદની.
મંદ મંદ આવે સમીરની લ્હેરરે;
નાચે નયનોને અન્તર ઉછળે. —આભમાં.
ચોસઠ બેની મળીને આજ સાથમાં,
નિસર્યાં ગરબે રમવાને કાજરે. —આભમાં.
આવી આજે નવરાત્રી સોહામણી,
શોભે શરદપૂનમની રાતરે. —આભમાં.
વાગે તાલ મૃદંગ અને ઘૂઘરી,
પડઘો પડતો જઇ આકાશરે. —આભમાં.

પાડી તાલી ગાતાં સહુ રાગમાં,
નીસરે દીવ્ય સંગીતના સૂરરે. -આભમાં.

તેજના ઉડે ફુવારા અંગમાં,
પટકૂળ પહેર્યાં તે વિધવિધ રંગરે. -આભમાં.

કંઠે લટકે હીરાના હારલા,
જડીયાં વેણીમાં રત્નો અપારરે. -આભમાં.

મણિમય ગુંથ્યો માથે અંબોલડો,
સાલુડે ચમકંતી સોનલ સેરરે. -આભમાં.

સૂરપતિ આવ્યા બેસીને વિમાનમાં,
સાથે આવ્યો બધો દેવ સંઘરે. -આભમાં.

વૃષ્ટિ પુષ્પોની થાય અંતરિક્ષથી,
કરતા અમૃતનો અભિષેકરે. -આભમાં.

ધન્ય ધન્ય અનુપમ દીન નવરાત્રનો,
ઓળખી જાણે કોઈ ભાગ્યવંતરે. -આભમાં.

પામે અવિચળ પદ ચરણો માહીં,
માનો ફરતો સદા શીર હાથરે. -આભમાં.

•———•

૬

( હીંચ )

અમે તરસ્યાં નારાયણીના નામનાંરે
તમે પૂરો અમારી મન કામનારે
માતફેડો (૨) અમારા દુઃખ બંધરે. —અમે.

જીવન જ્યોત માત આપ છો અમારાં
હેવે નીહાળ્યાં માત કાજ સૌ તમારાં
એ.....માત અંતરમાં કરજ્યોને વાસરે. —અમે.

આરાસુરની વાસિની, ત્હારો તેજ પ્રતાપ
નીહાળતાં બાળક તણા, થાએ દૂર સંતાપ
એ......તમે ભાગો અમારી ભીડરે. —અમે.

જનની તમે છો દુઃખ હરનારાં
હરજયો સંતાપ માત આપ સૌ અમારાં
એ......માત રહેજયો અમારી સંગાથરે. —અમે.

જળસ્થળમાં વ્યાપક બધે, પૂરો ઉરમાં વાસ
અળગા ના કરશો કદિ, રહેજયો બાળક પાસ
એ......તમે હરજો બાળકના ઉચાટરે. —અમે.

બાળકની વાત માત હૈયે ધરનારાં
મનની મુંઝવણી દૂર કરનારાં
એ......તમે દેજો અમારે શીર હાથરે. —અમે.

પ્રાણ ધકી મોંઘા અમે, ગણીએ તમને માત
તનમન ધન તમને અમે, અરપણ કરીએ આજ
એ......તમે રાખો અમારી લાજરે. —અમે.

શરણું અજોડ માત એક છે તમારૂં
અજ્ઞાની જીવને લાગતું અંધારૂં
એ......એ તો ભવરણમાં ગોથાં ખાયરે. —અમે.

•———•

૭

હીંચ.

આજે જીવન અજવાળ્યાંરે, પ્રગટી ભક્તિ દીલમાં,
ભક્તિમાં ચિત્તને પરોવ્યાંરે, પ્રગટી ભકિત દીલમાં.
પારે આવીને માને આરાધીએ, યોગ અનુપમ
ભકિતનો સાધીએ,
લાવો જીવનનો લઇએરે, પ્રગટી ભકિત દીલમાં.

ક્લેશ કપટને દૂર કરીને, અંતરના ભેદભાવ આઘા કરીને,
માના ચાચરમાં ફરીએરે, પ્રગટી ભક્તિ દીલમાં.

હુંપદ ને મદ મત્સર છોડી, દીલડાને માની ભક્તિમાં જોડી,
નીરમળ મનડું કરીએરે, પ્રગટી ભક્તિ દીલમાં.

અગણીત ગુણનાં માજી ભંડાર છે, માનાં મહાન કામ જગમાં
અપાર છે,
ગણુતાં પાર ન આવેરે, પ્રગટી ભક્તિ દીલમાં.

આંખને પલકારે ચુંડમુંડ ચોળ્યા, અવનીમાં દૈત્ય બધે
માજીયે ખોળ્યા,
પકડીને રક્તમાં ઝબોળ્યારે, પ્રગટી ભક્તિ દીલમાં.

ખડ્ગના પ્રહારે મહીષાસૂર માર્યો, લેઇ ત્રિશૂળ વેગ
દાનવનો ખાળ્યો,
ધૂમ્ર લોચન રગદોળ્યોરે, પ્રગટી ભક્તિ દીલમાં.

કોઇથી નવ થાય તે માત તમે કીધું, દેવોનું દુઃખ બધું માત
હરિ લીધું,
બીરદ પોતાનું પાળ્યુંરે, પ્રગટી ભક્તિ દીલમાં.

માને ભરોસે જેણે કામજ કીધાં, જાણીને બાળ સુખ
દુનીયાનાં દીધાં,
જીવન સફળ કરી દીધાંરે, પ્રગટી ભક્તિ દીલમાં.

*——*

૮

અંબે ઝગમગતી સૂરજની જ્યોત, માજી હૈયે વીરાજતાં,
અણુઘડ સમજે ન મરમ લગાર, ગોથાં ખાતાં સંસારમાં.

દુઃખથી ભરેલા આરે સંસારમાં, માનવ અટવાય છે જગની
જંજાળમાં,
કેમ કરી ના'વે ઉપાધિનો પાર, માજી હૈયે વીરાજતાં.

અલ્પ સમયને કામ છે ઘણેરૂં, જીવન વહી જાય બધું
રહે છે અધુરૂં,
સમરણુ માજી તણું નવ થાય, માજી હૈયે વીરાજતાં.

જાગીને જીવડા ત્યાગી નીંદરડી, મનડાના મેલ તું ધોને
ભીતરથી,
ધરજે અંતરમાં અંબાનું ધ્યાન, માજી હૈયે વીરાજતાં.

માને છે મનથી પૂરણુ પોતાને, અલ્પમતિ તું ફોગટ ફુલાય છે,
પૂરણુ આદ્યશકિત અવતાર, માજી હૈયે વીરાજતાં.

શકિતના જોરથી જગમાં તું ગાજતો, શકિત વિહોણો પામર
સમ લાગતો,
કોઈ તુજ સામે ન નીરખે લગાર, માજી હૈયે વીરાજતાં.

શકિતનું તેજ તારા દેહમાં ભરેલું, એના પ્રભાવથી જીવન ઘડેલું
બીજે શાને તું શોધવા જાય, માજી હૈયે વીરાજતાં.

એણે ઘડેલ તારા આરે જીવનમાં, તારૂં તલભાર ના માનીશ
તું મનમાં,
જીવન માજીને ચરણે ઝુકાવ, માજી હૈયે વીરાજતાં.



૯

અંબાના નામને ભાવે ભજીને તરીયે ભવજલ પાર
સમરી થાશું સુખી.
કલેશ કપટને દૂર કરીને, ધરીએ મા અંબાનું ધ્યાન-
સમરી થાશું સુખી.

માજીના નામનો વેપાર કરતાં, આવે કદીના ખોટ,
કાળની નોબત વાગે છે માથે, સુતો શું તાણી સોડ. સમરી.

જીવનદાતા હે જગદંબા, બંધન અમારાં તોડ,
ભક્ત વત્સલ ભગવતી મૈયા, તારે માથે છે મોડ. સમરી.

બાળકના દોષો અંતર ના ધરશો, તું છે દયાનો છોડ,
ત્હારા વિના આ જીવનના જંગમાં, હારશું બાંધી હોડ. સમરી.

જીવન પ્રવાસમાં સાથે રહીને, પૂરજો મનના કોડ,
ઉરનાં અંધારાં દૂર કરીને, તેજના ફુવારા છોડ. સમરી.

અમે અધુરા પામર પુરા, પૂરણ તું એક અજોડ,
ભીડ પડયે મા તમને સંભાળીએ, વ્હારે અમારી દોડ. સમરી.



૧૦

(શું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો-એ રાહ)

રૂડો ચોક આરાસુર શોભી રહ્યો,
શોભી રહ્યો મન લોભી રહ્યો.—રૂડો.

શરદ ઋતુ રળીયામણી, વાયુ શીતળ વાય,
નવરાત્રીના દિવસમાં, આનંદ મંગળ ગાય.

જયજય શબ્દ બધે થાતા સોહામણા,
દુદુંભિનાદ કરે ગગને જઈ ઘોષણા;
ભૂંગળનો નાદ બધૈ વાઈ રહ્યો.—રૂડો.

તેજ ફુવારા છાંટતી, શરદ પૂનમની રાત,
અવનીને અજવાળતી, હરતી ઉરના તાપ.

મળી ભાવે માજીના ભકત ગરબે રમતારે,
ફરી આઠે પહોર આનંદ હરતા ફરતારે;
ભરી વિધવિધ ભોજનથાળ માને ધરતારે,
માના આગણીયાની માંહ્ય, રમતા જમતારે.—રૂડો.

વસ્ત્ર સુશોભિત અવનવા, કરી અંગ પરિધાન,
નરનારી સંગે મળી ગાતાં મંગળ ગાન.

ભૂલીને ભેદ સહુ રમતાં ઉમંગમાં,
અંબા પ્રભાવને ઓળખતાં અંગમાં;
અંગે ઉમંગ રંગ છાઇ રહ્યો.—રૂડો.

•———•

૧૧

હાંરે રૂડી શોભા અપાર, આજે આરાસુરની બની,
હાંરે આવી નવરાત્રી આજ, મોંઘી જીવનની એ ઘડી.

આનંદ સાગર ચાચરમાં ઉછળે
ભકિતનાં મોજાં અંતરમાં ઉછળે
દર્શનનો લ્હાવ ત્યાં લુંટાય છે— હાંરે.

માને પારે ગીત મંગળ ગવાય છે
હોમ હવન બ્રહ્મભોજન બહુ થાય છે
ગાંધર્વો ગાન રૂડાં ગાય છે— હાંરે.

માન સરોવરનું નીરમળ સલીલ છે
સુરભિ પ્રસરાવતો શીતળ અનિલ છે
પૂનિત ભાવ હૃદયમાં સમાવીએ— હાંરે.

દર્શન કરીને દુઃખ ભવનાં નિવારીયે
જનનિની પાસ જઇ કંઈ નવું માગીયે
માના ચાચરમાં આનંદીયે— હાંરે.

૧૨

જગમાંહી એક સાચો, માજી તણો સહારો,
આવે વિપદ હજારો અંબે તણો સહારો.

વાગે ભલેને માથે, દુઃખોનાં નગારાં,
આવે વીપદનાં વાદળ, જીવનમાં અકારાં;
પણ માતની કૃપા તો, દુઃખો બધાં જવાનાં-જગમાંહી.

રાખી છે ટેક સાચી, માજીને પૂકારે,
ડુબંતાં દુઃખ દરીયે, મા પાર ઉતારે;
આવે ન આંચ તેને, માજી સદા ઉગારે-જગમાંહી.

મળ્યો જન્મ માનવીનો, ના કર્મને ભૂલો
જીવન બનાવા ઉન્નત, ના પંથને ભૂલો,
સત્કર્મને જે સાધે, માજીને ઉર વ્હાલો-જગમાંહી.

રાખીને દંભ ઠાલો, જે માતને ભજે,
દુનીયા બધી ઠગાયે, ના માત ઠગાયે;
એવા અધર્મીને ના કદિ માતનો સહારો-જગમાંહી.

•——•

૧૩

એક સાચી આરાસુરી માત, અંબે અલબેલી,
માત દયાનિધીને દાતાર, દુઃખડાં હરનારી.

માને પારે જાવા તણું લાગ્યું છે તાન
માની ભક્તિમાં અંતર બન્યું છે ગુલતાન
વિણ હુકમ ના ડગલું ભરાય— અંબે.

થાશું પાવન આવીને માજીને દરબાર
ગુણ ગાઇશું ખોલીને અંતરના દ્વાર
વાત દુઃખીયાની હૈયે ધરનાર— અંબે.

ટેક રાખીને માની જે ભકિત કરે
તેના અંતરની આશ માત પુરી કરે
હરે આધિ ઉપાધી તમામ— અંબે.

જોઈ ચાચર માજીનું હૈયું ઉભરાય
માની ભકિતમાં સાન ભાન ભૂલી જવાય
આજે જીવનની સાર્થકતા થાય— અંબે.

•———•

૧૪

(કેવી સુંદર સુરત હું તો વારી જાઉં—એ ગાહ)

મધુર મનહર મૂરતિ જગદંબની
વસી અંતરની માંય સુખકંદનીરે— મધુર.

જેણે રાખી છે ટેક એક અંબની
તેણે માણી છે મોઝ માના રંગની
તેની વ્હારે ચઢી છે ભીડ ભંજનીરે— મધુર.

શોક સાગરમાં એક હૃદય રંજની
જેની પાસે ચાલે ન વાત દંભની
માત પીડા હરે ભવ બંધનીરે— મધુર.

મીઠી નિર્મલ સરિતા આનંદની
મુખે શીતળતા છાઇ છે ચંદની
માત ચાલે છે ચાલ રાજ હંસનીરે— મધુર.

જેની માયા અપાર આદિ અંતની
નથી પડતી પીછાણુ જેના તંતની
રહી વાતો અપૂર્ણ માના પંથનીરે— મધુર.

•———•

૧૫

(આવો આવોરે ગુણીયલ હો બેન હીંદવાણી—એ રાહ)

આવો આવોરે અલબેલી માત વેદવાણી,
તમે ત્રિભૂવન પ્રતિપાળ, માત વેદવાણી.

નવરાત્રી શુભ આજ, ગરબે રમવાને કાજ,
આવો બેનડો સંગાથ, માત વેદવાણી.

તારો જગમાં પ્રતાપ, રહ્યો વ્યાપી અમાપ,
જપે સૃષ્ટિ બધી જાપ, માત વેદ વાણી.

આરાસુરથી રમવાને આવો અંબીકાજી માત,
લઈ જોગણી સંગાથ, સાથે ભૈરવનો સાથ;
થઇ વાઘે અશ્વાર, માત વેદ વાણી.

ચુંવાળ દેશથી રમવાને આવો બહુચરાજી માત,
જેનું મુખડું મેમાળ, જેનું હૈયું વિશાળ;
થઈ કુકકુટ પર સ્વાર, માત વેદવાણી.

દક્ષિણ દેશથી રમવાને આવો તુલજારે માત,
તારા તેજ તણો તાપ, પામે દૈત્યો સંતાપ;
થઈ સિંહે અશ્વાર, માત વેદ વાણી.

બંગ દેશથી રમવાને આવો કાળીકાજી માત,
વહે નયને અંગાર, ગળે મસ્તકની માળ;
ખડ્ગ ખપ્પર લઇ હાથ, માત વેદ વાણી.

*——*

૧૬

( રાગ-ભીમપલાસ ત્રીતાલ )

પધારો જગજનની શીરતાજ,
થઇએ પાવન પૂજી આજ.

દયા કરી અમ રંક જનો પર, આજ પધાર્યાં માત,
અંતરની નીરમળ ભક્તિથી, પૂજન કરીએ આજ-પધારો.

કાલા ઘેલા બોલ અમારા, સરલ હૃદયના માત,
અંતરનો પડદો તમ આગળ, ખોલી કરીયે વાત-પધારો.

હર્ષ તણી હેલી અમ હૈયે, આજ અતિ ઉભરાય,
જોઇ મનોહર મુખ માતનું, ઉરસાગર છલકાય-પધારો.

ધન્ય ભાગ્ય અમ રંક જનોનાં, કીધી અમપર મે'ર
આપ પધારેથી ચાચરમાં, વર્તે લીલા લે'ર-પધારો.

૧૭

( સખી જો મટકી ચોરી જાય માખણ ચોર કનૈયો-એ રાહ )

(સાખી)

ઘટઘટમાં વ્યાપી રહી, શકિત ચિત્ત ચકોર
સ્થાપે શાન્તિ જગતમાં, કાપી દુઃખના દોર.

જીવન એળે વણસી જાય, સમરો માત ભવાની,
કોરે કાળ ઉંડરડો કાય-કાયા પડી જવાની.

આશાની કૂંજો તારી, ખીલેલી કરમાવાની,
મનની મુરાદો સઘળી, મનની મનમાં રહેવાની;
માજીની ચરણે ચીતડું જોડ—સમરો માત ભવાની.

માળા ને મ્હેલજ તારા, મૃગજળ કેરા પરપોટા,
મોહક દુનીયાના ખેલો, આખર સઘળા છે ખોટા;
મોટાં છે જગમાં અંબે માત—સમરો માત ભવાની.

બાંધી ભક્તિનું ભાથું, જીવન વનવગડે જાતું,
અધવચ કોઈ ના લુંટાતું, માનું શિરછત્ર છવાતું;
શાન્તિથી જીવન યાત્રા થાય—સમરો માત ભવાની.

મૃત્યુ પંથે પરવરતાં, યમના દૂત રક્ષણ કરતા,
દુઃખો પરલોક તણાં સૌ, જીવને લવલેશ ન નડતાં;
અંબાનો એ છે દિવ્ય પ્રભાવ—સમરો માત ભવાની.



૧૮

માથે ભમે છે મો'ત પગલું માંડતાં સંસારમાં,
તો પણ ડુબે છે માનવી મીથ્યા જગત જંજાળમાં.

મહીમા જાણ્યો નહિ અંબે નામનો (૨)
લ્હાવો લીધો નહિ માના વ્હાલનો (૨)
છોડયો તંત નહિ મીથ્યા વાદનો
આવ્યું મૃત્યુ ડંકો વાગ્યો કાળનો (૨) મહિમા.

અભિમાનની ટોંચે ચઢી કામો કરે છે દાનવી,
પટકાઇ ઉંડી ખીણમાં આખર મરે છે માનવી.

ફેરો ફોગટ ગુમાવ્યો માનવ દેહનો (૨)
ઢોળી નાંખ્યો કટોરો માના પ્રેમનો (૨)
ભૂલ્યો ત્યાંથી ફરી તું ગણ માનવી
અંબા ભક્તિ વિણ મુક્તિ ના જાણવી (૨) મહિમા.

——:※:——

૧૯

(પ્રીતે ચાલો સૌ આવાર માના દર્શન માટે–એ રાહ)

માળા જપું છું અંબે નામની, અલબેલી અંબે,
નામ રટું છું દીન રાતડી, અલબેલી અંબે.

માજી સુંદર રઢીયાળાં, લાગો અંતરમાં પ્યારાં,
બાળક જુએ છે ત્હારી વાટડી, અલબેલી અંબે.

માજી નયનોના તારા, વરસાવો અમૃત ધારા,
દર્શનથી ખીલે ઉર પાંખડી અલબેલી અંબે.

રહેતાં તારાથી ન્યારાં, સુખડાં સૌ લાગે અકારાં,
અમૃત રસ ઝરતી માની આંખડી, અલબેલી અંબે.

હૈયાનું હીર અમારૂં, નયનોનું નૂરજ પ્યારૂં,
ન્યારૂં નથી કાંઈ મ્હારે આપથી, અલબેલી અંબે.

•——•

૨૦

(દીલ હોય અમીરી બીરાદર તો બે હાલ છતાંયે અમીરી છે–એ રાહ)

દીલ હોય વસ્યું જગદંબ મહીં, શીર હાથ સદાય ધરે જનની,
કરી ચિત્ત પવિત્ર સ્મરે જન જે, તેની આશ પૂરે અંબે મનની.

સહુ કાજ સરે ન નડે વીઘ્નો ચીર શાંતિ સદા પથરાઇ રહે,
પ્રીતિ પંચામૃત પાન કરે પળમાં સહુ પાતક માત હરે.

ધર ધ્યાન સદા પગલે પગલે રસનાયે રટ ડગલે ડગલે,
પથરાઈ જશે તુજ આંગણીએ, સુખ સમૃદ્ધિ ઢગલે ઢગલે.

કરે ભક્ત પરે અમીની વર્ષા શિર છત્ર ધરે ઉર લાવી દયા,
કાંઈ વાતની ખોટ રહે ન કદી, રેલાવે સુખની માત નદી.

ધરી ટેક હૃદયમાં ધ્યાન ધરે, માના ચરણોમાં ચીત્ત ધરે,
ઉર આશ પૂરે ન નીરાશ કરે, મનવાંછીત કારજ પૂર્ણ કરે.

•———•

૨૧

(રક્ત ટપકતી સો સો ઝોળી સમરાંગણથી આવે—એ રાહ)

જીવન પ્રવાસી વિપદ વગડે, ડરી ડરી ડગ ભરતો,
રાખી હૈયે અખૂટ શ્રદ્ધા, જગજનનીને રટતો
આવી કર ધરજે માડી, જીવનનાં વિતક વણસાડી—

માર્ગ વિકટને કંટક ભરીયો, રાત્રિ ઘોર અંધારી,
એકલવાયો અને અટુલો, ભટકું મારગ ભૂલી
મુંઝવણ મનડાની ટાળી, બતાવો મુજને વાટલડી—

અંધારાં ખોડંતાં બાજી રહ્યું નથી કાંઇ બાકી,
અંત ઘડી આવી છે પાસે, મુંઝવણ થાતી પાકી
આવી ઉગારજયો માડી, ઉતારી સંકટની ખાડી—

સુખદુઃખમાં સમવૃત્તિ રાખી, તને ભજું છું માડી,
નથી વિસરતો તને ઘડી હું, વેળ ન દેશ વીતાડી
પળમાં વાત જશે બગડી, હાથથી સરી જશે બાજી—

*———*

૨૨

(રાગ-ભૈરવી તેવરો)

માળા જપું દીનરાત મા તુજ નામની હું,
ભૂલું નહિ પળવાર અંતરથી જરી હું;
આવી ઉભો તુજ દ્વાર રડતો બાળ આજે,
ખોલી હૃદય સહુ વાત કહું છું માત પાસે.

ભક્તિ ભરી રગરગ મહીં તુજને ભૂલું ના,
અંતર તણી મુજ ભાવના અરપું તને આ;
સ્વીકારજ્યો ઉર ભાવ કેરી ભેટ માજી,
જોઈ તમારો બાળ થાજો માત રાજી.

ઓ માત હું અજ્ઞાત છું પાપીજ પૂરો,
કીધા ઘણા અપરાધ છું ના કંઇ અધૂરો;
પાવન થવા ઈચ્છું દયાદ્રષ્ટિ વડે હું,
ઓ પતીત પાવન માત બાળક તાહરો છું.

મુજ વેદના અંતરતણી ઉંડી ઘણી છે,
એ વેદનાની વાત તું આગળ ધરી છે;
તું ન્યાયમૂર્તિ પાસ હું આવી ખડો છું,
લાવો રહમ બાળક ઉપર માગુંજ એ હું.

•——•

૨૩

(સાખી)

નયન મહીં નેહે ભર્યાં, પ્રેમભક્તિનાં પૂર,
વિકટ પંથ વટાવીને, જાવું આરાસૂર.

અમર તપો માની આરાસુર નગરી,
જુગ જુગ જુની એ આરાસુર નગરી.

એ નગરીમાં અંબામાત વસે છે રે,
ગણુપતી ભૈરવ સાથ રહે છે રે,
દુનીયાનાં દુઃખ સહુ ત્યાંજ શમે છે.—અમર૦

અનંત કોટિ બ્રહ્માંડ માંહી રે,
આણું અને પરમાણુંની માંહીરે,
સર્વે સ્થળે મારી માત વસે છે.—અમર૦

માજીની ભકિતની લગની લગાવીરે,
માજીના પારે આહાલેક જગાવીરે,
તન મન ધન માને અરપણ કરીયે.—અમર૦

માની ભક્તિનું જેણે અમૃત પીધુંરે,
જીવનનું તેણે સાર્થક કીધુંરે,
પૂણ્ય પરમ તેણે મેળવી લીધુંરે.—અમર૦

સુરમુનિવર જેનું ધ્યાન ધરે છેરે,
તોયે ન પાર માનો તે નવ પામેરે,
ગુણ ગાઇને માને રીઝવીયે.—અમર૦

૨૪

નમું હું માત અલબેલી, કરોને સહાય બીરદાળી,
અમે તુજ રંક બાલુડા, નિવારો દુઃખડાં કુડાં.

જીવન નૌકા અમારી જે, તરે ભવ સિંધુની માંહે,
રહે સુકાન ના હાથે, પ્રબળ તોફાન છે માથે.

થયું તોફાન ભરદરીયે, ઉપર આકાશ જળ નીચે,
જીવનની આખરી ઘડીયે, તમો વિણ કોણ બીજું છે.

ખલાસી જીવ અજ્ઞાની, બની ભીરૂ ગયો હારી,
મુંઝાઈ છે મતિ મારી, મને એક આશ છે તારી.

ધરી શ્રદ્ધા હૃદય માંહે, સ્મર્યાં જેણે તમોને છે,
વિપદ વાદળ વિખેરીને, ઉગાર્યા તે જનોને છે.

પ્રબળ દળ દાનવી માયા, તણા ફેડયાં તમોએ છે,
કરી સૂરો તણી રક્ષા, ઉંડી આશા અમોને છે.

અમે દોષો ઘણા કીધા, તમે અંતર નહિ ધરશો,
કીધેલાં પાપ સૌ બાળી, અમારાં દુઃખ સૌ હરશો.

અમે આવ્યા તમારે શર્ણે, લ્યો ઉગારીને માજી,
લઈ સુકાન નીજ હાથે, સુધારી દ્યો બધી બાજી.

૨૫

જય પાવનકારી માત, દુઃખડાં શમાવનારી,
તેં સરજાવ્યો સંસાર, દુઃખડાં શમાવનારી.

ઝાડ પાનને પર્વત પાણી, જગજનીએ સરજ્યાં,
તેં દીધો મનુષ્ય અવતાર, દુઃખડાં શમાવનારી.

ગર્ભવાસમાં તુજ કૃપાથી, દિવસ દોહ્યલા કાઢ્યા,
એ ભૂલાયના ઉપકાર, દુઃખડાં શમાવનારી.

હું હીન બુદ્ધિ બાળ તાહરો, તું ગુણસાગર મૈયા,
તું આદ્યશક્તિ અવતાર, દુખડાં શમાવનારી.

મતિ પલટતાં કુડાં કામો, માત અમે બહુ કીધાં,
તું પતીત પાવની માત, દુઃખડાં શમાવનારી.

૨૬

( રાગ—બીમપલાસ ત્રીતાલ )

મંડપ મોટો બંધાવો, માંહી અંબાને પધરાવો,
મોતીડે ચોક પુરાવો, ફુલડાં આછાં વેરાવો.

આંબાના તોરણ બાંધો, માંહી આસોપાલવ ટાંકો,
કેશરવરણા ગલગોટા આછા આછા લટકાવો.

ઘૃત કેરા દીપ પૂરાવો દીપમાળ બધે પ્રગટાવો,
કરી ધૂપ અગર ચંદનના શુભ વાસ બધે ફેલાવો.

નવ વસ્ત્ર મુગૂટ શિરધારી લઇ આયૂધ ત્રિશૂળધારી,
કરી વાઘ ઉપર અસવારી અલબેલી માત પધારે.

માની અકળ ગતી છે ન્યારી પૂજન કરીએ શીર નામી,
માનો પાર ન શકીએ પામી સૂરમુનિવર બેઠા હારી.

રવિ શશી સમ તેજ પ્રતાપી નવ શકાય કોથી માપી,
ધો દુઃખ અમારાં કાપી ચીર શાન્તિ ઉરમાં સ્થાપી.

તુજ શર્ણું અમોને વ્હાલું અમ પ્રાણ થકી એ પ્યારૂં,
સમૃદ્ધિ સુખ ભરનારૂં આધિ વ્યાધિ હરનારૂં.

---

૨૭

( રાગ–પીલુ ત્રીતાલ )

સાચી અંબે જુઠી જગત જંજાળ છે,
બીજા સર્વે ખોટા ખલક તણા ખેલ છે.

મ્હારૂં મ્હારૂં કરી વ્યર્થ મરે તું
ત્હારૂં નહિ તલભાર છે.

મૃગજળ સમ ખેલ જગતના
તેમાં તું શીદ લલચાય છે.

વાટ વિકટ છે આ ભવરણની
તેમાં મૂરખ અથડાય છે.

ભલા ભલા ભૂલ્યા ભવ વગડે
પામ્યા નહિ કોઈ પાર છે.

કોલ દઇને આવ્યા જગતમાં
ભૂલી ગયા માના નામને.

અજર અમર પદ ત્હારૂં જનેતા,
ત્હારો મહિમા અપાર છે.

સંકટ હરણી તું ભવ તરણી
મોક્ષ તણું શુભ દ્વાર છે.

મનવાંછીત ફળદાયક દેવી
જાણે હૃદય તણી વાત છે.

*——*

૨૮

(સાંભળજોરે બાળપણનાં સંભારણા—એ રાહ)

આશરે રે આવ્યા મા તાહરે
યાચીએ રે માત અંબાને બારણે

પૂનિત હૃદયથી ભેટ ભક્તિની, માને પારે ધરીયે
ઉર ખોલી, અંતરની, વાતો માજીને કહીએ
રહીએ જગજનનીની ઓથમાં. એ...માત અંબાને.

ઘટઘટમાંહી વસે નિરન્તર, જળસ્થળમાં રહેનારી
હરનારી, અંધારાં, તેજે જીવન ભરનારી
દળનારી વિપદનાં વાદળાં. એ...માત અંબાને.

વિવિધ સ્વરૂપે જગત સર્વમાં, ત્હારૂં પૂજન થાતું
મદમાતું, હરખાતું, ઉર ત્હારા ગાનો ગાતું
ન્હાતું એ ભક્તિના નીરમાં. એ...માત અંબાને.

સ્વાર્થ રહિત નિષ્કામ ભક્તિથી, ચીંતન તારૂં કરીયે
ફળ પ્રાપ્તિ, નિઈચ્છા, નવ લેશ હૃદયમાં ધરીયે
કરીયે મા ત્હારી આરાધના. એ...માત અંબાને.



૨૯

(ટહુકે વસંત કુંજ કોકીલારે લોલ–એ રાહ)

ગરબો.

નિર્મળ રૂડીને પતીત પાવનીરે લોલ
સરિતા સરસ્વતી તીરરે
અલબેલી માત વસે અંબીકારે લોલ ૧

ગિરિવરનાં શ્રૃંગ બધે શોભતાંરે લોલ
ઝરણાં વહે ચોપાસરે
ભાળી સંતપ્ત હૃદય ત્યાં ઠરેરે લોલ ૨

દવા દુઃખીની મળે એ સ્થળેરે લોલ
દુઃખો ખસે બધાં દૂરરે
તનમનની વ્યાધી બધી ત્યાં શમેરે લોલ ૩

જગનાં બળ્યાં ઝળ્યાં માનવીરે લોલ
દુઃખમાં ગયેલ દટાઈરે
આવી પોકાર બધાં ત્યાં કરેરે લોલે ૪

બેસીને માત ઉંચે બેસણેરે લોલ
આભલીયાને ગોખરે
સર્વેને ન્યાય અદલ આપતાંરે લોલ ૫

અરજી બધાંની માત સાંભળેરે લોલ
કાપે છે કષ્ટો તમામરે
સુખના ભંડાર સર્વ ખોલતાંરે લોલ ૬

ભાન ભૂલ્યા જગત માનવીરે લોલ
બની માયામાં મોહાંધરે
કરતાં ન પાપ પૂંઠ ફેરવેરે લોલ ૭

રોષે ભરાઇ ખુબ માવડીરે લોલ
ગાલે મારે લપડાકરે
પળમાં પાછી એ પંપાળતીરે લોલ ૮

દીન વત્સલ દુઃખ ભંજનીરે લોલ
દયા તણો દરીયાવરે
દોષો વિદારી દુઃખ સંહરેરે લોલ ૯

સેવે સદાચાર જે સદારે લોલ
બાંધે છે ધર્મતણી પાંજરે
માજી વસે છે તેના અંતરેરે લોલ ૧૦

જળ સ્થળમાં વ્યાપક છે બધેરે લોલ
ખાલી નથી કોઇ ઠામરે
માજી વિનાનું આ જગતમારે લોલ ૧૧

પ્રેમ દયાને ક્ષમા તણીરે લોલ
માજી છે મૂર્તિ મહાનરે
કલ્યાણ સર્વેનું એ કરેરે લોલ ૧૨

•———•

૩૦

( ઉગ્યો સખી સૃષ્ટિનો શણગાર એ રાહ )

ગાઓ આજ અંબિકાના મંગળ ગુણગાન
ચાલો આજ ચાચર ચોકમાં
આસો શુદ અષ્ટમીની રાત રળીયાત
વીરાજે છે માત રૂડા ગોખમાં-ગાઓ.

(સાખી)

ચંન્દ્ર ઉગ્યો આકાશમાં, વર્ષે અમૃતધાર
મંદ સમિરની લ્હેરમાં, નાચે ઉર અપાર
પ્રગટી અન્તરમાં ભકિતની જ્યોત
હૈયું હેલે ચઢેરે
અવનીના તાપ અને પરિતાપ
સઘળાં આજે શમૈરે
ધરોને માત અંબાનું અંતરમાં ધ્યાન
કરોને પૂરા પ્રેમે ભક્તિ રસ પાન—ગાઓ.

(સાખી)

પારસમણિના સ્પર્શથી લોહકનક થઈ જાય
દયાદ્રષ્ટિથી માતની ઉન્નત પંથ પમાય
જેને લાગ્યું છે અંતરમાં તા...ન
કરે ભકિત અમૃતનું પા...ન
થાય સંસારની માંહ્ય સનમા...ન
શમે આધી ઉપાધિ તમા...મ પ્રગટી.

*——*

૩૧

જય ગરવી ગુણીયલ માત જગજનની
એ ટાળે વ્યાધિ તમામ તનમનની;

નામ સ્મરણથી નાચે હૈયું સ્નેહ વીણાનું બને બજૈયું,
દિવ્યસ્વરૂપને નીરખી બનતું ભક્તિમાં ગુલતાન-જગજનની૦

ભવસાગરમાં તું છે મૈયા સફર સફળ તુજ હાથે મૈયા,
સુકાનને પકડી નીજ કરમાં નૈયા પાર ઉતાર-જગજનની૦

કાચ અને હીરાની જગમાં બની ઝવેરી કરે પરિક્ષા,
કાચ તણો કકડો દઈ ફેંકી હીરો કર ધરનાર-જગજનની.

સમજે નહિ માને જન વાંકા અંધકારમાં મારે ફાંફા,
દિવ્ય તેજ તપધારી અંબે સૃષ્ટિને સૃજનાર-જગજનની.

•——•

૩૨

( રાગ-ભૈરવી ત્રીતાલ )

મારી નૌકાને પેલે પારરે અંબીકા ઉતારજો
તારી કૃપા વડે સાગરને ખેડીયે
સફર સફળ કરજો મજધારરે અંબીકા ઉતારજો.

વિપરીત વમળો જયાં ત્યાં નડતાં
સંકટ મોટાં આવી પડતાં
ગ્રહી સુકાન હાથની માંહ્યરે હોડલી હંકારજો.

કૈંક જનોને તેં છે તાર્યા
દીન જનોના દુઃખ નિવાર્યા
નવપ્રેરો અફળ અમ જાયરે નાવ મારૂં તારજો.

હું મતિ હીન માનવી છું માત ગુણુસાગર તમે
ખદ્યોગ સમ પામર અમે મહાદિવ્ય જ્યોતિ છો તમે
એ દિવ્ય જ્યોતિની મહીં અમઅલ્પ જ્યોતિ જ્યાં મળે
તેજમય જીવન બને આધિ ઉપાધી સહુ ટળે-મારી નૌકાને.



૩૩

( ગરબો તાલ દાદરો )

રૂડાં અંબિકાજી માત (૨)
આજ પ્રેમે પુજું તમારી પાવડી
ત્હમે સઘળે સાક્ષાત (૨)
અખિલ વિશ્વમાં વિખ્યાત એક માવડી

(સાખી)

માલ સુવાસિત પુષ્પની, ગુંથી છે તમ કાજ,
આરોપું ગ્રીવા મહીં, પૂરણ પ્રેમથી આજ.

હૃદયમાં ઉતારી માત ત્હારી મૂરતી
દેવતા ઉતારે છે નિત્ય ત્હારી આરતી
અવનીમાં ત્હારો છે મહિમા અમાપ
આધિ વ્યાધી ઉપાધી સહુ કાપ
જીવનમાં જડી છે માત ત્હારી મૂરતી-

(સાખી)

પૂજન સામગ્રી થકી, ભર્યો અનુપમ થાળ,
અર્પે પ્રેમે આપને, દીન અબુધ આ બાળ.

ભાવનાની ભેટ ધરી ચરણે સ્વીકારજો
હૃદયતણી ભક્તિ ઉંડે અંતરે ઉતારજો

ટાળજો તનડાના તાપ
અંતરના હરજો ઉચાટ
આજ પ્રેમે પુજું ત્હમારી પાવડી.

૩૪

(રાગ—માઢ દીપચંદી)

મીઠાં અંતરના અભિરામ, માવલડી સીધાવોને નીજ ઠામ,
અમ જીવનના આધાર, માવલડી સીધાવોને નીજ ઠામ.

નવદિવસ નવરાત્રિ તણામા, ગાયાં ત્હમારાં ગાન,
યથામતિ અમે પૂજન કીધું, ધરી તમારૂં ધ્યાન—માવલડી.

દયા કરી અમ દીન જનો પર, આવ્યાં અમારે દ્વાર,
દર્શન દઇ અમ રંક જનોને, દીધા જીવનના લ્હાવ—માવલડી.

મુખ મનોહર માત ત્હમારૂં, જોવા અતી મન થાય,
સૂર્ય સમું તવ તેજ અવિચળ, અર્વાનમાં પથરાય—માવલડી.

અલ્પમતિ અમે બાળ ત્હમારાં, શું કરીયે તમ સેવ,
ભૂલચૂક થઈ હોય અમારી, સુધારજો તતખેવ—માવલડી

ત્હારી કૃપા વડે રહીશું કુશળ તો, આવશું આવતે વર્ષ,
રમશું ફરીને આવી ચાચરમાં, લાવી હૃદયમાં હર્ષ—માવલડી

ક્ષેમકુશળ મા રાખજો અમને, લેજો અમારી સંભાળ,
યાચીએ એટલું પાસ તમારી, અમે ત્હમારાં બાળ—માવલડી

૩૫

આજે આવ્યા તે અમે અંબાને આશરે
કરજયો માજી તમે સ્હાયરે (૨) અલબેલી અંબાને આશરે.
કાલા ઘેલા તે અમે બાળકો તમારા મા,
આવ્યા તમારી પાસરે (૨) અલબેલી અંબાને આશરે.
દીનોનાં દુઃખડાં દૂર કરો મા,
અમને તમારો આધારરે (૨) અલબેલી અંબાને આશરે.
આરાતે સુરમાં આપ બીરાજો મા,
સિંહ તણી અસવારરે (૨) અલબેલી અંબાને આશરે.
દુષ્ટ દુરીજન જે કોઇ આવે મા,
સર્વને તું પાળનારરે (૨) અલબેલી અંબાને આશરે.
અપંગ આંધળા જે કોઇ આવે મા
તેનાં તું દુઃખ હરનારરે (૨) અલબેલી અંબાને આશરે.
ભાવ ધરીને ત્હારી ભક્તિ કરીયે મા,
રાખો ચરણની પાસરે (૨) અલબેલી અંબાને આશરે.
કંઈક ભકતોને તે પાર ઉતાર્યા મા,
અરજી અમારી ઉરધારરે (૨) અલબેલી અંબાને આશરે.
આ ભવસાગર તારો અલબેલી,
જનમો જનમ જપું જાપરે (૨) અલબેલી અંબાને આશરે.
આસો શુદ સપ્તમીએ ગરબી બનાવી મા,
ગાયે 'રસીક' તારો દાસરે (૨) અલબેલી અંબાને આશરે.

—ડાહ્યાભાઇ ગં. જોષી

—:ૐ:—

૩૬

ગઝલ.

અમારી વગ અને વસીલો, દયાળી એક અંબે છે,
અમારૂં હર્ષ ને હીતે, ભવાની એક અંબે છે.

અમારાં માતને પિતા, અમારી સ્વર્ગની સરિતા,
અમારૂં જ્ઞાનને ગીતા, ભવાની એક અંબે છે.

અમારાં ભકતોનાં બેલી, સદા આનંદની હેલી,
ભલાં મા ભકતોનાં બેલી, ભવાની એક અંબે છે.

અમારે ઓથ છે એની, સદા સેવા કરૂં તેની,
અમારૂં વૃક્ષને વેલી, ભવાની એક અંબે છે.

અમે નિર્ભય થઈ ફરતા, દુશ્મનોથી નહિ ડરતા,
અમારા કાર્યની કરિતા, ભવાની એક અંબે છે.

પૂજીયે પાવડી પ્રીતે, લઇને નામ શુભ રીતે,
અમારૂં હર્ષને હીતે, ભવાની એક અંબે છે.



૩૭

## અગસ્ત્ય પિતાની આરતી.

જય જય ઋષિરાયા, જય જય ઋષિરાયા,
આર્તિ કીજે અગસ્ત્ય કેરી નિર્મળ થાય કાયા, જયદેવ (૨)

રામચન્દ્રજીનો જ્યાં નિવાસ, સીતા ડુંગરી કહાવે,
શ્વેતાચલ પર્વતથી સાબર વહી આવે, જયદેવ (૨)

માનું જળ અતિ સુંદર, વર્ણવ્યામાં નાવે,
એકાગ્ર ચિત્તે ન્હાતાં કોટી કુકર્મ જાયે, જયદેવ (૨)

સપ્તધારેશ્વર, ધારેશ્વર, એકલશ્રૃંગી ઋષિ સરખા,
ત્હારા જળને તીરે, નિશદીન તપ કરતા, જયદેવ (૨)

વિન્ધ્યાચળ નિવાર્યો, રત્નાકર ખારો,
પિતા, પુત્રને પાળો દુષ્ટને સંહારો, જયદેવ (૨)

સાબર કેરે તીર અગસ્ત્યપુરી ત્હારી,
મ્લેચ્છે મહાદુઃખ દીધું આપ ગયો હારી, જયદેવ (૨)

અગસ્ત્ય ઋષિની આર્તિ, જે કોઈ ગાશે,
ભણે વખતરામ સેવક, સુખ સંપત્તિ થાશે, જયદેવ (૨)

સમાપ્ત